# આહુતિ

ટૂંકી વાર્તાઓનો સંચય

શ્રી. પ્રેમચંદજી

સી. જમનાદાસની કંપની : પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

અનુવાદક : મકનદાસ મહેતા
પ્રકાશક : જમનાદાસ લક્ષ્મીદાસ
સી. જમનાદાસની કંપની
પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨



આવૃત્તિ પહેલી
પ્રત : એકહજાર



ઓગણીસો છયાસી
કિંમત ૮ આના

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
ઘીકાંટા રોડ : અમદાવાદ

# પ રિ ચ ય

શ્રી પ્રેમચંદજી હિંદીના સૌથી વધુ લોકપ્રીય, શ્રેષ્ઠ અને સિદ્ધહસ્ત નવલિકાકાર છે. તેઓ હિંદીમાં "નવલકથાકારોના સમ્રાટ" તરીકે ઓળખાય છે. તેઓ હિંદી ભાષાના પ્રથમ પંક્તિના માસિક "માધુરી" ના સંયુક્ત તંત્રી છેલ્લાં છએક વર્ષથી હતા. હાલમાં તેઓ દશેક માસથી "હંસ" નામક એક ઉત્તમ વાર્તા-પ્રધાન હિંદી માસિક પોતાના તંત્રીપદ નીચે પ્રગટ કરે છે. જે લોકાદારને ઘણું પાત્ર થયું છે.

આ આજન્મ સમર્થ નવલિકાકારે લગભગ ૩૦૦ જેટલી ઉત્તમ, કલાયુક્ત અને અજોડ નવલિકાઓ અને છ-સાત ઉત્તમ અને ખુબ લોકપ્રીય થયેલી નવલકથાઓ દ્વારા હિંદી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. તેમની વાર્તાઓના આઠ દશ સંગ્રહો હિંદીમાં પ્રગટ થઈ ચુક્યા છે. તેમને તેમની કૃતિઓ માટે સારાં સારાં ઈનામો અને સોનાના ચાંદો મળેલા છે.

આપણા ગુજરાતી વાર્તાસાહિત્યમાં શ્રી. મુનશી, શ્રી. ધૂમકેતુ અને શ્રી. દ્વિરેફનું સ્થાન જેટલું ઉંચું છે તેથી પણ વધારે ઉંચું શ્રી પ્રેમચંદજીનું સ્થાન હિંદી વાર્તા-સાહિત્યમાં છે. તેઓ હિંદી ભાષાના અર્વાચીન વાર્તા-સાહિત્યના "પાયોનીયર" ગણાયેલા છે. એવા તો તેઓ સમર્થ અને લોકપ્રીય સાહિત્ય-સર્જક છે. તેમની વાર્તાઓનાં ભાષાંતરો અનેક ભાષામાં થઈ ગયાં છે.

શ્રી. પ્રેમચંદજીએ લાંબા સમયથી ગુજરાતી શિષ્ટ-વાર્તાવાચકોનાં હૃદયમાં પણ પોતાનું સ્થાન મેળવી લીધું છે.

સહુથી પહેલાં—આજથી ૧૨-૧૩ વર્ષ પહેલાં—"વીસમી સદી" માસિકે પ્રેમચંદજીની કેટલીક નવલિકાઓ અને એક ઉત્તમ અને લોકપ્રીય થયેલી નવલકથા "સેવાસદન" નું ભાષાંતર સચિત્ર પ્રગટ કરીને તેમનો પરિચય ગુજરાતને કરાવ્યો હતો.

ત્યાર પછી તો આપણાં અનેક સચિત્ર માસિકોમાં, અઠવાડિકોમાં અને વર્તમાન પત્રોના ખાસ દીવાળી અંકોમાં તેમની અનેક વાર્તાઓ જુદા જુદા અનેક અનુવાદકોના હાથે ચડીને પ્રગટ થઈ ચુકી છે. સેવકે પણ અત્યાર પહેલાં પ્રેમચંદજીની દશેક વાર્તાઓ અનુવાદિત કરીને પ્રગટ કરાવી છે અને શ્રી. પ્રેમચંદજીને ગુજરાતીમાં વિશેષ પ્રમાણમાં ઓળખાવવામાં નમ્ર ફાળો આપ્યો છે.

શ્રી પ્રેમચંદજીની વાર્તાઓનાં ગુજરાતી ભાષાંતરોના બે નાના મોટા સંગ્રહો પણ એક શીષ્ટ પ્રકાશન–સંસ્થા તરફથી પ્રગટ થઇ ચુકયા છે. તેમને વાચક વર્ગે સત્કારી લઇને એવા બીજા સંગ્રહને માટે માગણી કરેલી હોવાથી સેવકે આ સંગ્રહ ગુજરાતી વાચકવર્ગની સેવામાં રજુ કરવાની તક લીધી છે. આમાંની ઘણી ખરી વાર્તાઓ ગુજરાતીમાં હજી સુધી બીજે કયાંય પણ પ્રગટ થઈ નથી. જે થોડીક પ્રગટ થઇ ગઈ છે તે મારી જ દ્વારા થયેલી છે.

આ સંગ્રહમાંની કેટલીક વાર્તાઓ, પ્રેમચંદજીની છેલ્લામાં છેલ્લી કૃતિઓ છે. તે અને મુખપૃષ્ઠને શોભાવતો–ગુજરાતી સાહિત્યમાં પ્રથમ જ વાર પ્રગટ થતો પ્રેમચંદજીનો ફોટો એ આ સંગ્રહની વિશિષ્ટતાઓ છે. આ સંગ્રહમાં મેં વાર્તાનાં અને સ્થળોનાં નામો વિગેરેનો થોડોક ફેરફાર કરેલો છે.

આ સંગ્રહને સારો સત્કાર મળતાં ભવિષ્યમાં આવો બીજો સંગ્રહ પણ રજુ કરવાની મારી અભિલાષા છે.

મુંબાઇ
તા. ૧ : ૫ : ૩૧ } મકુનદાસ હરજીવનદાસ મહેતા

---

## અ નુ ક્ર મ

# આહુતિ

વિનોદે આજે કેવું અવિચારી અને નુકશાનકારક પગલું ભર્યું ! પરીક્ષા નજીક છે અને પોતે આજે કોંગ્રેસનો વોલંટિયર થઈ ગયો છે. કયાંક પકડાઇ ગયો અને જેલમાં ગયો તો પરીક્ષામાં બેસી નહિ શકે અને આખું વરસ નકામું જશે. મને લાગે છે, કે તેને મળતી 'સ્કોલરશીપ' પણ બંધ થઈ શકે. અરુણે ગાદીવાળી ખુરસી પર બેસીને સીગરેટ સળગાવતાં કહ્યું.

સામે બીજી ખુરસી ઉપર બેઠી બેઠી ઉર્મિલા એક છાપું વાંચતી હતી. તેની આંખો છાપા તરફ હતી; પણ કાન અરુણ તરફ એક ધ્યાન હતા.

"એ તો ખરાબ થયું. તમે તેમને સમજાવ્યા નહિ ?" ઉર્મિલાએ કહ્યું.

"જ્યારે કોઇ પોતાને મોટો દેશનેતા સમજવા માંડે છે, ત્યારે તેને સમજાવવો મુશ્કેલ થઇ પડે છે. વિનોદ તો ઉલટો મને સમજાવવા માંડયો હતો." અરુણે મોંનો વિચિત્ર ભાવ કરતાં કહ્યું.

આહુતિ

ઉર્મિલાએ છાપું સંકેલી લઇ, વાળ સરખા કરતાં કહ્યું, "તમે મને પણ નહિ કહ્યું. કદાચ હું એને રોકી શકત." "તો હજી શું થઇ ગયું છે? હજી તો તે કોંગ્રેસની ઓફીસમાં જ હશે. જઇને રોકી લો. તેણે મારું ન માન્યું, પણ તમારું માની લેશે." અરુણે કંઇક ચીઢાઇને કહ્યું. અરુણ અને વિનોદ બંને મુંબઇની એક કૉલેજના વિદ્યાર્થીઓ હતા. અરુણના નસીબમાં લક્ષ્મી હતી; પણ વિનોદના નસીબમાં ન હતી. કોઇ એક લક્ષ્મીવાન ગૃહસ્થે તેના પર દયા કરીને તેને એક ન્હાનીશી 'સ્કોલરશીપ' બાંધી આપી હતી. તેનાજ આધારે તે અભ્યાસ કરતો હતો.

ઉર્મિલા તેમની સ્હાધ્યાયિની હતી; બંને યુવકો તેની જ્ઞાતિના હોવાથી તેની વચ્ચે સારી ઓળખાણ તો પહેલેથી જ હતી; પણ હમણાં આ ઓળખાણે મૈત્રીનું રુપ લીધું હતું. બંને યુવકો તેને મળવા કદી કદી તેને ઘેર પણ જતા.

વિનોદ જતો નિષ્કામભાવે. ચિત્ત વાંચવામાં ચોંટતું નહિ અને મનને ગમતું નહિ, ત્યારે તે ઉર્મિલા પાસે જઇ બેસતો; પણ અરુણ જતો તેને પોતાની તરફ આકર્ષવા માટે. પોતાના ભપકા અને ઠાઠમાઠથી તેનું હૃદય જીતવા માટે.

દરમ્યાન આખા દેશમાં સ્વતંત્રતાનો સંગ્રામ શરુ થયો. અનેક યુવકોએ પોતાના સ્વાર્થનો વિચાર ત્યાગીને આ સ્વાતંત્ર્ય-યજ્ઞમાં ભાગ લેવા માંડયો. વિનોદના હૃદયમાં પણ પોતાની માતૃભૂમિને માટે કાંઇક કરવાની ધગશ ઉત્પન્ન થઇ હતી. પરંતુ પરિસ્થિતિ તેને પોતાના વિચારને અમલમાં મુકતાં ખાળતી હતી. પરીક્ષા તદ્દન નજીક હતી—એક જ મહીનાની વાર હતી. જો તે હમણાં સત્યાગ્રહમાં ભાગ લેવો શરુ કરે તો તે પરીક્ષામાં બેસી નહિ શકે. અને તેની આખા વરસની મહેનત નિષ્ફળ જશે. પરીક્ષા પછી લાંબી રજાઓ પડશે. તે દરમ્યાન તે સહીસલામતીથી સત્યાગ્રહમાં જોડાઇ શકશે. એટલે

અભ્યાસ પણ નહિ બગડે. આવા વિચારોથી તે થોડાક દિવસ તો રોકાઇ ગયો. પણ તેના દિલની ધગશ દિવસે દિવસે પ્રબળ થતી ગઇ. છેવટે તેને પોતાનો ધર્મ સ્પષ્ટ સમજાયો. તેને લાગ્યું કે સ્વતંત્રતા વિના કેળવણી કેવી ? અને આ વળી ક્યાં સાચી કેળવણી છે ? આ તો ગુલામી મનોદશા ઉત્પન્ન કરનાર કારખાનું છે. અને છેવટે એક દિવસ તે કૉલેજમાં જવાને બદલે સીધો કોંગ્રેસ હાઉસમાં પોતાનું નામ, "સત્યાગ્રહી" તરીકે નોંધાવવા ગયો. જતાં પહેલાં તે અરુણને ત્યાં, તેની ગેરહાજરીમાં એક પત્ર મુકતો ગયો હતો. તેમાં તેણે લખ્યું હતું:

પ્રિય અરુણ,

હું જાણું છું, કે હું જે કાંઈ કરવા માટે જાઉં છું, તે મારે માટે હિતકર નથી; પણ કોણ જાણે કઇ શક્તિ મને ખેંચી લઇ જાય છે. જ્યારે જેમને માટે આપણે માન ધરાવીએ છીએ, તે સર્વે દેશનેતાઓ પણ આ જોખમભર્યા માર્ગમાં પગ મુકી ચુકયા છે, એટલું જ નહિ પણ જ્યારે હજારો સ્ત્રીપુરુષો અને યુવકો પણ આ સંગ્રામમાં જોડાઇ ગયાં છે, ત્યારે મને પણ લાગે છે, કે હવે મારે માટે બીજો કોઇ માર્ગ છે જ નહિ. આવા વખતે જે પોતાના જ સ્વાર્થનો વિચાર કરીને બેસી રહે છે, તે માતૃભૂમિ પ્રત્યે કૃતઘ્ની છે. તે દેશદ્રોહી છે.

હું હવે મારા અંતરાત્માને, વધારે વખત ખોટું સમજાવીને તેને દગો દઇ શકતો નથી. એજ.

સદ્‌ભાગ્યે જો તને પણ તારો ધર્મ સમજાય તો યુદ્ધમાં ખુશીથી કુદી પડજે.

વિનોદના વંદેમાતરમ્.

અરુણે આ પત્ર વાંચ્યો. પણ તેને મન તો અભ્યાસ જ ( અથવા અભ્યાસને નામે એશઆરામ ) સર્વસ્વ હતો. તેને દેશની

પરવા ન હતી. કેમકે તે પૈસે ટકે સુખી હતો. તે આ લડતમાં પડીને હાડમારીઓ અને જોખમો કેવી રીતે વેઠી શકે ? અને તેને જરુર પણ શી ? અરુણ આ પત્ર લઇને ઉર્મિલા પાસે આવ્યો. અને તેની પાસે વિનોદની મુર્ખાઇની વાતો કરવા લાગ્યો. આવી વાતો કરીને તે ઉર્મિલાને પોતાની તરફ આકર્ષવા માગતો હતો. તેને લાગ્યું કે હવે તેનો હરીફ દૂર થયો છે એટલે તે સહેલાઇથી વિજય મેળવશે. જો ઉર્મિલાએ અરુણની ખુશામત કરીને તેને કહ્યું હોત, કે જઇને તેને પાછો લઇ આવો, તો તે કદાચ જાત; પણ તેને બદલે તો, તેણે "કદાચ હું તેને રોકી શકત" એમ કહ્યું. તેના આ શબ્દો અરુણને માટે અસહ્ય હતા.

ઉર્મિલાના જવાબમાં રોષ હતો; રુવાબ હતો. પોતાની શકિત ઉપર ભાર હતો, ને કદાચ અરુણની શકિતની અવગણના પણ હતી.

એટલે અરુણે કંઇક ચીઢાઇને જવાબ આપ્યો.

"સારી વાત છે. હું જાઉં છું." ઉર્મિલાએ ગર્વથી તેની તરફ જોઈને કહ્યું.

એક પળ પછી તેણે બ્હીતાં બ્હીતાં પુછયું: "તમે કેમ સાથે નથી આવતા ?"

પાછી એ જ ભૂલ. જો ઉર્મિલા તેની ખુશામત કરીને કહેત, તો અરુણ જરુર તેની સાથે જાત. પણ તેના પ્રશ્નમાં ખુશામતને બદલે આજ્ઞાનો ભાવ હતો. અભિમાની અરુણને આ પસંદ ન પડયું.

અરુણે બેદરકારીથી કહ્યું: "મારું જવું નકામું છે. તમારી વાતોની વધારે અસર થશે. જ્યારે તે આત્મા અને દેશભકિતની મોટી મોટી વાતો કરે છે અને પોતાને પણ કોઇ મોટો દેશભકત માને છે, ત્યારે તેના ઉપર મારા કહેવાની કાંઇ અસર થશે નહિ. વાંચો આ પત્રમાં તે શું લખે છે ?" અરુણે પોતાના ખીસામાંથી




વિનોદનો પત્ર કાઢીને ઉર્મિલાની સામે મુકયો. ઉર્મિલાએ પત્ર હાથમાં લીધો. વાંચીને અરુણના શબ્દોનો જવાબ આપવા માટે પણ તે વાંચતાં વાંચતાં તેનું મોં તેજથી સખ્ત બન્યું. ગરદન ટટ્ટાર થઇ. આંખોમાં આનંદ અને ઉત્સાહની લાલી આવી ગઇ. " હવે મારું જવું પણ નકામું છે. " ટેબલ પર પત્ર મુકતાં તેણે કહ્યું:

અરુણ વિજયથી ફુલાયો. " મેં તો તમને પહેલેથી જ કહી દીધું હતું. આ વેળા તેના મગજમાં ભુત ભરાયું છે. તેના ઉપર કોઇના પણ સમજાવવાની અસર નહિ થાય. જ્યારે વરસ બે વરસ જેલમાં ચકકી પીસશે, અથવા પોલીસની લાઠી માથું ફોડાવશે ત્યારે જ તેની અક્કલ ઠેકાણે આવશે. હમણાં તો જયજયકાર, અને તાલી-ઓનાં સ્વપ્નાં જોતો હશે. "

ઉર્મિલા સામે આકાશ તરફ જોઈ રહી હતી. આકાશમાં એક છાયા ચિત્ર જેવું દેખાતું હતું–દુર્બળ, સુકાઇ ગયેલું, ખુલ્લું શરીર, ઘુંટણ સુધીનું ટુંકું ધોતીયું, દાંતો પડી જવાથી ખાડા પડેલું મોં, તપ, ત્યાગ અને સત્યની સજીવ મૂર્તિ !

" જો મને કોઇ ખાત્રી આપે કે મારા લોહીથી દેશનો ઉદ્ધાર થઇ જશે, તો હું આજે જ તે આપવાને તૈયાર છું; પણ મારા જેવા પાંચ પચીશ માણસો નીકળી આવે તોયે શું થાય ? પ્રાણ દેવા સિવાય બીજું તો કોઇ પ્રત્યક્ષ ફળ નથી દેખાતું. " અરુણે મીથ્યા બાંગ મારી.

ઉર્મિલા હજી પણ એ જ છાયાચિત્ર તરફ જોતી હતી. એ છાયા જાણે હસતી હતી, એ સરળ–મનોહર મુખડું, જેણે વિશ્વને જીતી લીધું છે.

અરુણે એકાએક કહ્યું: " આજે એક ઘણી સરસ ફીલ્મ છે. ચાલે છે ? પહેલા જ ખેલમાં જઇ આવીએ. "

ઉર્મિલાએ જાણે આકાશમાંથી નીચે ઉતરતાં કહ્યું: " નહિ,

મારા જીવને હમણાં ગમતું નથી." "તબિયત તો સારી છે ને!" અરુણે ધીરેથી તેનો હાથ પકડીને કહ્યું. ઉર્મિલાએ હાથ છોડાવવા કાંઈ કર્યું નહિ. તે કોઈ અન્ય વિચારમાં જ હતી. તેણે કહ્યું: "હા, તબિયતને શું થવાનું હતું?" "ત્યારે કેમ ચાલતી નથી?" "આજે જીવને ગમતું નથી!" "તો પછી હું પણ નથી જતો." "ઘણુંજ સરસ. ટીકીટના રુપિયા કોંગ્રેસ ફંડમાં આપી દેજો." "એ તો ભારે શરત છે; પણ તારા વચનને ખાતર કબુલ છે."

"કાલે મને રસીદ બતાવજો."

"મારા પર એટલો પણ વિશ્વાસ નથી? ભલે રસીદ બતાવીશ, પછી છે કાંઈ?"

અરુણ ઉઠીને ચાલતો થયો. થોડી વાર પછી ઉર્મિલા કોંગ્રેસહાઉસ તરફ ચાલી.

ઉર્મિલા કોંગ્રેસ-હાઉસ પર પહોંચી ત્યારે સ્વયંસેવકોની એક ટુકડી વિલાયતી કાપડના ગોડાઉનો પર પીકેટીંગ કરવા માટે જવા તૈયાર થઈને ઉભી હતી. વિનોદ એ ટુકડીમાં ન હતો.

બીજી એક ટુકડી દારુની દુકાનો પર પીકેટીંગ કરવા જવા માટે તૈયાર થઈને ઉભી હતી. વિનોદ તેમાં પણ ન હતો.

ઉર્મિલાએ મંત્રીની પાસે જઇને પુછ્યું: "આપ જણાવી શકશો કે વિનોદકાન્ત ક્યાં હશે?"

મંત્રીએ પુછ્યું: "જેઓ આજે જ દાખલ થયા છે તે જ કે"

"જી, હા, એ જ"

"બહુ ઉત્સાહી માણુસ છે. ગામડાંઓમાં જઇને ત્યાંના લોકોને તૈયાર કરવાનું કામ હાથમાં લીધું છે. કેટલાક સ્વયંસેવકોને

થઇને તેઓ સ્ટેશન તરફ ગયા છે. અત્યારે તો સ્ટેશને પહોંચી ગયા હશે. સાત વાગ્યાની ગાડીમાં ઉપડવાના છે." "તો હમણાં સ્ટેશન પર હશે." "હા, હમણાં કદાચ સ્ટેશન પર મળી જાય. ગ્રાંટરોડ સ્ટેશને ગયા છે." ઉર્મિલા બહાર આવી. ટેક્ષી ભાડે કરી અને સ્ટેશન પર પહોંચી. જોયું તો વિનોદ પ્લેટફોર્મ પર ઉભો છે. ઉર્મિલાને જોતાં જ તે એકદમ તેની પાસે–આવ્યો–અને બોલ્યો "તું અહીં ક્યાંથી આવી? આજે અરુણ તને મળ્યો હતો?"

"આ તમે શો વેશ બનાવી દીધો છે! શું પગમાં જોડા પહેરવા એ પણ દેશદ્રોહ છે?" ઉર્મિલાએ તેને પગથી માથા સુધી જોઇને આશ્ચર્યથી કહ્યું.

"અરુણે તમને મારા માટે કાંઇ કહ્યું કે નહિ?"

"હા. કહ્યું તો ખરું. તમને આ શું સુઝયું? બે વરસથી ઓછી મુદત માટે જેલમાં નહિ જાઓ, હોં?"

"જો એ જાણો છો, તો શું તમારી પાસે મને હિંમત આપવા માટે બે શબ્દ નથી?"

"હું તો કહું છું કે તમે ન જાઓ તો સારુ."

"કેમ? જરા એ વિચાર કરો, કે મારા જીવનની શી કિંમત છે? બી. એ. કે એમ. એ. થઇને પણ બહુ બહુ તો સો રુપિયાની નોકરી જ મળશે કે બીજું કાંઇ? તેને બદલે દેશસેવા કરવાથી શું મળશે, તે જાણો છો! આખા દેશને સ્વતંત્રતા, લાખો કરોડોને અન્ન અને વસ્ત્ર. એટલા મહાન હેતુને માટે જીવ પણ આપવો એ સાધારણ સ્વાર્થી હેતુ માટે જીવવા કરતાં અનેક ગણું સારું છે. હવે જાઓ. ગાડી આવવાનો વખત થયો છે. અરુણને કહેજો કે મારા તરફ નાખુશ ન થાય. અને ઇચ્છા થાય ત્યારે જંગમાં

ઝુકી પડે. યુવકોની એ જ ફરજ છે." ઉર્મિલાને આજે વિનોદ માટે આગળ કરતાં પણ ઘણું વધારે માન ઉપજ્યું. ત્યાગ અને સેવામાં હૃદયને ખેંચવાની જે શક્તિ છે, તે બીજા કશામાં નથી. "તો મને પણ તમારી સાથે લઈ જાઓ." ઉર્મિલાએ વિનોદ તરફ આતુર અને આજીજી ભરી નજરે જોઇને કહ્યું. "તમને ? તમારૂં હમણાં ત્યાં કામ નહિ. તમે અહીં જ રહીને પિતાજીની આજ્ઞા લઇને બનતું કરજો." "કેમ ? ગામડાંમાં મારું કામ કેમ નહિ ? શું તમે એમ માનો છો કે મોજશોખમાં એટલી બધી આસક્ત છું, કે હું ગામડાં-ઓમાં નહિ રહી શકું ?"

એ પણ એક મોટું કારણ તો હતું. પણ વિનોદે તેનો ઈન્કાર કર્યો.

"નહિ, એ વાત નથી."

"તો શી વાત છે ? શું એવી બ્હીક છે, કે પિતાજી સંમતિ નહિ આપે અને મારી સાથે નારાજ થઈ જશે ?"

"જો એ બીક હોય તો શું તે વિચાર કરવા જેવી નથી ?"

"ના, હું એવી બ્હીકની પરવા કરતી નથી."

વિનોદે જોયું કે ઉર્મિલાના મોં પર નિશ્ચિત, અડગ સંકલ્પનો આભાસ હતો.

"મારી એ યાચનાનો સ્વીકાર કર, ઉર્મિલા, હમણાં તું થોભી જા. હું તને વિનંતિ કરું છું."

ઉર્મિલા વિચાર કરતી રહી.

"મારે ખાતર, તમારે હમણાં કાંઈ કરવાનો વિચાર છોડવો જ પડશે." વિનોદે ફરી એક વાર કહ્યું. "જો તમારી એ જ




આજ્ઞા હોય, તો ભલે, હું તે માનીશ, વિનોદ. પણ મારી આટલી વાત માનજો કે તમને જ્યારે યોગ્ય વખત લાગે ત્યારે મને સંગ્રામમાં પડવાની સુચના કરજો. માતૃભુમિ માટે કાંઈ કરવાની મારી પણ તીવ્ર ઈચ્છા છે. હમણાં તમે ભલે એકલા જ જાઓ હું ઈશ્વરને તમારે માટે પ્રાર્થના કરતી રહીશ." ઉર્મિલાએ માથું નીચું કરીને કહ્યું: "આ સારી વાત છે." વિનોદે કહ્યું. થોડી વારમાં ગાડી આવી. અને વિનોદ તેમાં બેઠો. ઉર્મિલાએ તેને વિદાય આપી. ગાડી ઉપડતાં તે ભારે હૃદયે ઘેર આવી.

હવે ઉર્મિલાની દિનચર્યા બદલાઈ ગઈ. દિવસમાં એક બે વાર કોંગ્રેસ હાઉસમાં જવાનો તેનો નિયમ થઇ ગયો. સભાઓમાં પણ બરાબર હાજરી આપતી હતી. અને સંગ્રામના સમાચારોથી હમેશાં પુરેપુરી માહિતગાર રહેતી. રેશમી સાડીઓની જગ્યા ખાદીની સાડીઓએ લીધી. રેંટીયો પણ આવ્યો. તે કલાકો સુધી બેઠી બેઠી સુતર કાંત્યા કરતી. તેનું સુતર દિવસે દિવસે સારું બનતું જતું. એ જ સુતરનું તે વિનોદના ઝભ્ભા માટે કાપડ વણાવવાની હતી.

એ દિવસોમાં પરીક્ષાની તૈયારીઓ ચાલતી હતી. અરુણને ચોપડીમાંથી માથું ઉંચુ કરવાની ફુરસદ મળતી ન હતી. બેએક વાર તે ઉર્મિલાની પાસે આવ્યો હતો; પણ વધારે વાર બેઠો નહિ. કદાચ ઉર્મિલાની તેના તરફની ટાઢાશથી તે વધારે વખત બેસી નહિ શકયો હોય.

એક મહીનો વિતી ગયો.

એક દિવસ સાંજે અરુણ ફરી એક વાર ઉર્મિલા પાસે આવ્યો. ઉર્મિલા કોંગ્રેસ-હાઉસમાં જવાને તૈયાર થઈ હતી.

"તમારી સાથે હવે તો વાત કરવી પણ મુશ્કેલ બની ગઇ છે." અરુણે કહ્યું. "તમને પણ ચોપડીઓના પાશમાંથી ક્યાં

પુરસદ મળે છે? દેશ આખો જ્યારે લડે છે, ત્યારે તમે નિરંતિ પરીક્ષાની ચોપડીઓ વાંચો છો. આજે તાજી ખબર નથી મળી. એટલે કોંગ્રેસ હાઉસમાં જાઉં છું. ત્યાં રોજ રોજની ખબર મળતી રહે છે." અરુણે દેખીતી ઉપેક્ષાથી કહ્યું, "સાંભળ્યું છે કે વિનોદે તો ગામડાંઓમાં ખુબ ધમાલ મચાવી દીધી છે. જે કામ તેને લાયક હતું, તે તેને મળી ગયું. અહીં તો તેની જીભ બંધ રહેતી હતી. ત્યાં ગામડીયાઓમાં ખુબ ગાજતો રહેતો હશે."

"તમને કોંગ્રેસ-બુલેટીન વાંચવાની પુરસદ ક્યાંથી મળતી હોય? તેમાં લખ્યા પ્રમાણે વિનોદે ગામડાંઓમાં એવી તો જાગૃતિ ફેલાવી દીધી છે, કે વિલાયતી કાપડનો એક ટુકડો પણ વેચાતો નથી; તેમ જ દારુની દુકાનો પર એક ગલાસ પણ દારુ ખપતો નથી. ને ખરી ખુબી તો એ છે કે, પીકેટીંગ કરવાની જરુર જ નથી પડતી. કેમકે સૌ લોકો સમજી ગયા છે."

"તો સમજી લો, કે સરકારના મહેમાન થવાના તેના દિવસો પણ આવી ગયા છે."

"તો શું થઇ ગયું? દેશને માટે કાંઈ કરતાં જેઓ કાંઈ સહન કરે તેમનું જ જીવન સફળ થયું ગણાય. બાકી બીજા જે પોતાનું જ સંભાળે, તેઓ જીવ્યા તો એ શું? અને ન જીવ્યા તોએ શું?"

એટલામાં બહાર એક સ્વયંસેવકે "કોંગ્રેસ-પત્રિકા"ની બુમ પાડી. ઉર્મિલાએ તુરત તેના માણસ મારફતે પત્રિકા મંગાવી લીધી.

પત્રિકા વાંચતાં વાંચતાં તેની આંખો ચમકી ગઇ. તેનું મોં તેજથી ઝળકી ઉઠયું.

તેણે આવેશમાં ઉભા થઈ કહ્યું: "વિનોદ પકડાયા અને તેમને બે વરસની સજા પણ થઈ ગઈ!" "કયા ગુનાહ માટે




સજા થઈ ?" અરુણે વિરક્ત મનથી પૂછ્યું. "લોકોમાં રાજદ્રોહ ફેલાવે એવાં ભાષણો કરવા માટે." ઉર્મિલાએ બાજુમાં ટાંગેલા વિનોદના ફોટાને માનભરી આંખોથી જોતાં કહ્યું. "મેં તો પહેલેથી જ કહ્યું હતું, કે એ વરસ માટે જશે. તેણે જીંદગી તો ખરાબ કરી નાખી." "તો શું ડીગ્રી મેળવવાથી જ માણસનું જીવન સફળ થઈ જાય છે ? ડીગ્રી મેળવીને પણ પોતાનું જ પેટ ભરવાનાં ફાંફાં મારવાનાં કે બીજું કાંઇ લોકોપયોગી કામ કરવાનું ? એવા સ્વાર્થી પેટભરુ ડીગ્રીવાળાઓ કરતાં લોકોપકારી ડીગ્રી વિનાના માણસો દેશને વધારે લાભકર્તા છે. તમે ભલે ડીગ્રી માટે પછાડા મારો, ડીગ્રીને પોતાને માટે ગૌરવરુપ ગણો, પણ હું તેમ નથી ગણતી. હું તો દેશસેવા કરનારને જ સૌથી ઉત્તમ ડીગ્રીવાળો માણસ ગણું છું."

"તમે આ વખતે પાક્કાં અસહકારી બની ગયાં લાગો છો. આજે વિનોદને અભિનંદન આપવા સભા પણ જરુર થશે. શું તમે તેમાં જશો ?"

"હા, જરુર જઇશ, અને બોલીશ પણ ખરી, ને કાલે વિનોદના કાર્યક્ષેત્રમાં પહોંચી જઇને તેમનું કાર્ય પણ ઉપાડી લઇશ. જ્યારે વિનોદે માતૃભુમિના મુક્તિ–યજ્ઞમાં પોતાની "આહુતિ" આપી છે, ત્યારે મારે ગુપચુપ બેસી રહેવું એ મારે માટે કલંક સમાન છે. વિનોદે જે દીપક સળગાવ્યો છે, તેને હું પણ મારાથી બનશે ત્યાં સુધી સળગતો રાખીશ." ઉર્મિલાએ ઉગ્ર ભાવથી કહ્યું.

"હેં ! શું કહો છો ? તમે પણ જશો ? તમે તો જબરાં નીકળ્યાં !"

"તમે નબળા નીકળ્યા એટલે મારે જબરાં થવું જ જોઇએ ને ! જો બધાં જ નબળાં રહે તો પછી દેશનો ઉદ્ધાર

કેવી રીતે થશે ?" "વારુ, ત્યારે તમને એક ખુશ ખબર આપું ?" "હા, બોલો, શી ખબર છે ?" "એ જ કે તમારી આટલી બધી હિંમતથી હવે મને પણ પ્રેરણા થાય છે. મને લાગે છે કે હું તમારી પાછળ રહું તે ઠીક નહિ. અત્યાર સુધી હું ગુપચુપ બેસી રહ્યો અને આગળ આવ્યો નહિ. તે માટે મને પસ્તાવો થાય છે. મારા મનની ભીરુતા અને સ્વાર્થાંધતા તમે દૂર કરી છે. હું પણ તમારી સાથે આવીશ. અને રાષ્ટ્ર–યજ્ઞમાં મારાથી બનતી "આહુતિ" આપીશ. અરુણે સહર્ષ કહ્યું.

"અહો હો ! આ શું ! આ અચાનક હૃદયપલટો ક્યાંથી ? તમને હું તમારા સ્તુત્ય ઉદ્દેશ માટે અભિનંદન આપું છું. ત્યારે કોંગ્રેસ હાઉસ તરફ ઉપડી જઈએ. અને આપણી કાર્ય–દિશા નક્કી કરી આવીએ."

"હા, ચાલો."

બંને જણાં ઉભાં થયાં અને હર્ષથી ઉછળતે હૃદયે કોંગ્રેસ હાઉસ તરફ ચાલવા લાગ્યાં.

*

# ગરીબાઈ

લખી કંટકમાં ગુલાબના ફુલ સમાન હતી. સુકોમળ શરીર, હરણી જેવી આંખો, ગાલ ઉપર જરા ગુલાબી રંગની છાયા, તેની આંખો મોહક અને જાદુભરી હતી. કોણ જાણે કોળીના ઘરમાં આ અપ્સરા કેમ કરતાં આવી ગઈ હતી !

આ ગામમાં પણ એવા લોકો હાજર હતા, જેઓ તેના એક કૃપા–કટાક્ષને માટે બેહદ તરસતા હતા, જેમની સાથે જો તે એક શબ્દ પણ બોલે તો તેઓ ન્યાલ થઇ જાય. પરંતુ તેને પરણીને આ ગામમાં આવ્યે એક વર્ષથી અધિક સમય થઈ ગયો હોવા છતાં પણ કોઇએ તેને યુવકોની સાથે વાત કરતાં કે તેમની સામે નજર સરખી પણ કરતાં જોઇ ન હતી.

તે પોતાના માથા પર ઘાસની ગાંસડી લઇને નીકળતી ત્યારે લોકો મોહમુગ્ધ થઇ જતા હતા. કોઈ ધીમી ગઝલ ગાતો, કોઈ પોતાની છાતી પર હાથ રાખતો. પરંતુ લખી નીચી આંખો રાખીને પોતાને રસ્તે ચાલી જતી. લોકો અજાયબ થઇને કહેતા

" આટલું અભિમાન ! ગીગામાં એવું શું રૂપ બળ્યું છે, કે કોઇની સામે પણ જોતી નથી ? એવો સારો જુવાન પણ નથી. કોણ જાણે આ કેમ તેની સાથે રહે છે ! વળી ગીગો છે પણ સાવ ગરીબ. તેને શું ન્યાલ કરી દેતો હશે ? " પરંતુ આજે એક એવી વાત બની ગઇ, જે આ જાતિની બીજી યુવતીઓને માટે ભલે ખુશી થવા જેવી વાત હોય, પરંતુ લખીના હૃદયમાં તો તે શૂળની માફક ખુંચતી હતી. આજે બપોરના તે સીમમાં ઘાસ કાપતી હતી એટલામાં એકાએક ગામનો જુવાન ગરાસિયો જીવાભાઇ સામેથી આવતો દેખાયો. લખીએ ઇચ્છા કરી કે પોતે ચાલી જાય, પણ તે તેમ કરી શકે તે પહેલાં તો જીવાએ તેની પાસે દોડતા આવીને તેનો હાથ પકડી લીધો અને કહ્યું: " લખી, હું તારા માટે તરફડું છું. તને શું મારા ઉપર જરા પણ દયા આવતી નથી ? "

લખીનું ફુલ જેવું ખીલેલું મોં લાલચોળ થઇ ગયું. તે જરા પણ ડરી નહિ કે ગભરાઈ નહિ. તેની લજ્જા કોણ જાણે ક્યાં ચાલી ગઈ. તેણે કહ્યું " તમને એક વાત પુછું ? ખોટું તો નહિ લગાડો ને ? તમારૂં લગ્ન તો થયેલું છે. નહિ ? "

જીવાએ કાંઇ આશા સાથે કહ્યું: " લગ્ન તો થઇ ગયું છે. પણ લગ્ન શું ? કજોડાની વેઠ છે ? "

" તો પણ મારો ધણી તમારી વહુ સાથે આ પ્રમાણે વાત કરતો હોત અથવા તેના સામે પણ જોઇ રહેતો હોત તો તે જોઇને તમને મનમાં કેવું લાગત ? તમે તેનું ગળું કાપવા તૈયાર થઇ જાત કે નહિ ? બોલો ! તમે શું એમ સમજો છો કે મારો ધણી કોળી છે એટલે તેના શરીરમાં લોહી નથી. તેને પોતાના ઘરની લાજ-મર્યાદાનો વિચાર નથી ? શું નદીને કાંઠે મારા કરતાં પણ વધારે સુંદર સ્ત્રીઓ નથી આવતી ? તમે તેમાંની કોઇ પાસે કેમ દયા

માગતા નથી ? શું તેમની પાસે દયા નથી ? પરન્તુ તેમની પાસે તમે નથી જતા કેમકે ત્યાં જતાં તમારી છાતી ચાલતી નથી; પણુ મારી પાસે તમે દયા માગો છો. તે એટલા જ માટે કે હું કોળણુ છું. હલકી જાતિની છું. તમે એમ માનો છો કે હલકી જાતિની સ્ત્રી જરાક જેટલી ધાક–ધમકી કે લાલચથી તમારા હાથમાં આવી જશે ?" "નાહ, આ વાત નથી. હું સાચુ કહુ છું કે એમાં હલકા ઉંચાની વાત નથી. હું તો તારા ચરણો ઉપર મારૂં માથું રાખવાને તૈયાર છું."

"તે એટલા જ માટે ને કે તમે જાણો છો કે હું કાંઇ નહિ કરી શકું ? જાઇને તમારી જ જાતિની કોઇ ગરાસીયણુના ચરણો ઉપર માથું રાખી તો જુઓ. ત્યારે ખબર પડશે કે પર સ્ત્રીના ચરણો ઉપર માથું રાખવાનું શું ફળ મળે છે. પછી આ માથું તમારી ગરદન ઉપર પણુ નહિ રહે."

જીવાને આજે જીંદગીમાં એક નવો જ અનુભવ મળ્યો. હલકી જાતોમાં રૂપ–રંગનું, ઉંચી જાતના લોકોની વાસના સંતોષવા સિવાય, બીજું કામ જ શું હોય ? એવા કેટલાય શીકાર તેણે જીત્યા હતા; પરંતુ આજે લખીના ચહેરાનો રંગ, તેની મક્કમતા અને તેનો ક્રોધ જોઇને તેની ભ્રાંતિ ભાંગી ગઈ. તેણે લજ્જીત થઇને તેનો હાથ છોડી દીધો. તેના મોંમાંથી એક શબ્દ પણુ નીકળ્યો નહિ. લખી આટલી વાકપટુ હશે, તેનો તેને ખ્યાલ પણુ ન હતો.

લખીએ ફરીથી કહ્યું: "હું ગામમાં જ રહું છું. ગામ બહાર નહિ. મોટા મોટા ઘરોની હાલત જાણું છું. એવું એક પણુ મોટું ઘર નથી જેમાં તે ઘરની સ્ત્રીઓ કોઈ નહિ ને કોઈ પારકા માણુસ સાથે આડો સંબંધ ધરાવતી નહિ હોય. આ બધી મોટાં ઘરોની લીલા છે. અને તે સ્ત્રીઓ જે કાંઈ કરે છે, તે ઠીક જ

કરે છે. તેમના પતિઓ પણ કોળણો અને મોચણો પાછળ રખડતા હોય છે. એટલે બંને બાજુ બરાબર થઇ જાય છે. પણ ગરીબ માણસો એવા નથી હોતા. મારા ધણી માટે દુનિયામાં જે કાંઈ છે, તે હું જ છું. તે કોઇ પણ બીજી કોળણની તરફ ઉંચી આંખ પણ કરતો નથી. નશીબની વાત છે, કે હું જરાક રૂપાળી છું; પણ જો હું કાળી કુબડી હોત તો પણ તે મને આવી જ રીતે રાખત. તેનો મને પુરો ભરોંસો છે. હું કોમળ હોવા છતાં પણ એટલી હલકી, નગુણી નથી કે પ્રેમનો બદલો દગાથી વાળું. તમે મારા રૂપ પર જ મોહી ગયા છો ને ? આજે મને 'માતા' નીકળી આવે, હું કાળી કુબડી થઇ જાઉં, તો તમે મારી તરફ નજર પણ ન કરો. બોલો, ખોટું કહું છું ?"

જીવો ના ન પાડી શકયો.

લખીએ ગર્વથી ભરેલા સ્વરે કહ્યું: "પણ હું કાળી, કુબડી કે આંધળી પણ થઈ જાઉં, તો પણ મારો ધણી મને આવી જ રીતે ચાહશે, મને ઉઠાડશે, બેસાડશે, અને મારાથી જ સંતોષ માનશે. તમે ઇચ્છો છો કે હું આવા માણસ સાથે દગો રમું ? જાઓ, તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો ઘરે જાઓ, અને મારી બહેનને ચાહીને સંતોષ પામો. પર સ્ત્રીને સતાવતાં કોઇનું પણ સારૂં નથી થયું તે કાં ભૂલી જાઓ છો ?

જીવાએ શરમથી નીચું જોઇને કહ્યું: "બહેન ! મારી ભૂલ માટે મને માફ કર ! તને જોઇને એની મેળે જ મારો હાથ આગળ વધી ગયો. મને કાંઈ સારાસારની શુદ્ધ જ ન રહી. મનમાં થાય છે, કે હાથ કાપી નાખું, કે ઝેર પી લઉં. તું તારી મરજીમાં આવે તે સજા મને કર. જો તું મારૂં માથું કાપવા તૈયાર થઇશ, તો હું ગરદન પણ હલાવીશ નહિ. હું પાપી હતો; પરંતુ તારા ઉપદેશથી હું સુધરી ગયો છું. ગીગો નશીબદાર કે તેને તારા




જેવી સતી સ્ત્રી મળી. બ્હેન, ઇશ્વિર તને સુખી કરે અને તારી લાજ રાખે એજ મારો તને આશિર્વાદ છે." આમ કહીને જીવો ચાલ્યો ગયો. લખી પોતાની લાજ રાખવા માટે ઇશ્વિરનો ઉપકાર માનતી ઘાસ કાપવા લાગી. જુવાની એ એક એવી જાતનો નીશો છે, જે સારો પણ છે અને ખરાબ પણ છે. તે સારે રસ્તે લઇ પણ જાય છે અને ખરાબ રસ્તે પણ. જીવાને જુવાનીનો નીશો ચડયો હતો અને તે ખોટે રસ્તે દોરવાઈ ગયો હતો; પરંતુ લખીએ શીતળ છાંટોથી તેનો નીશો ઉતારી દીધો. જુવાનીનો નીશો જતો રહ્યો, ફક્ત જુવાની જ રહી ગઈ. સ્ત્રીના શબ્દો જેટલી સહેલાઇથી ધર્મ અને નીતિને ડુબાવી દઇ શકે છે, તેટલી જ સહેલાઈથી તેમને ડુબી જતાં બચાવી લઇ પણ શકે છે.

જીવો તે દિવસથી બીજો જ માણુસ બની ગયો હતો. હવે તે નીતિવાન, સહનશીલ, ઉદાર અને ધર્મિષ્ટ બની ગયો હતો.

એક દિવસ જીવાને કોઈ કામસર બાજુના ગામમાં કોર્ટમાં જવાનું હતું. પાંચ માઇલનો રસ્તો હતો. એમ તો તે ઘણીવાર પોતાના ઘોડા ઉપર બેસીને પણ જતો હતો. પરંતુ આજે તડકો ઘણો સખત પડતો હતો. એટલે તેણે વિચાર કર્યો કે કોઇ ગાડી જ ભાડે કરી લઉં. તેણે ગીગાને કહેવરાવી દીધું કે ગાડી લઇ આવજે. કોર્ટમાં જવું છે.

નવેક વાગે ગીગો બળદ–ગાડી લઇ આવ્યો. જીવો તૈયાર જ બેઠો હતો. તુરત જ ગાડીમાં બેસી ગયો. પરંતુ બળદ એટલા દુબળા હતા, ગાડીની ગાદી એટલી મેલી અને ફાટી ગયેલી હતી, બધા ભાગો એવા ભાંગ્યા–તૂટયા હતા કે જીવાને તેમાં બેસતાં શરમ આવી. તેણે પૂછ્યું: "આ ગાડી આટલી ખરાબ કેમ છે ? ગીગા, તારા બળદો તો આટલા દુબળા કદી ન હતા. શું આજકાલ ઉતારૂઓ ઓછા મળે છે, કે શું ?" ગીગાએ કહ્યું:

" હા, બાપુ; વળી, જુઓને, વખત પણ કેવો ખરાબ છે. ઉતારૂઓ ભાડું પણ ઓછું આપે છે. ક્યાં બે અઢી કે ત્રણ રૂપિયા ભાડું લઇને ઘેર આવતો હતો તે વખત અને ક્યાં હવે પુરા એક રૂપિયાના પણ પૈસા નથી મળતા તે વખત. બળદોને શું ખવરાવું ? અમે શું ખાઈએ ? ભારે દુઃખમાં પડ્યો છું. વિચારમાં પડ્યો છું કે ગાડી બળદ વેચી નાખીને તમ સરખાની મજુરી જ કરૂં, પણ કોઇ ઘરાક નથી થતું. વધારે નહિ તો બાર આના તો બળદોને જ ખાવાના જોઇએ. તે ઉપરાંત વળી ઘાસ. જ્યાં અમારાં પોતાનાં જ પેટ ભરાતાં ન હોય, ત્યાં વળી બળદોનું તે ક્યાંથી ધ્યાન રાખું ? એ તો ઠીક છે કે હમણાં સાસુ વહુ બંને ઘાસ વાઢવા જાય છે, એટલે બળદોને પણ ઘાસ મળે છે, અને બીજું ઘાસ બીજા ગામના બજારમાં વેચાય છે. તેમાંથી માંડમાંડ દશ-બાર આનાના પૈસા મળે છે. મેં તો એવો વિચાર કર્યો છે, કે ગાડી અને બળદોનું કોઈ ઘરાક મળી જાય, તો અરધી કિંમતે પણ વેચી નાંખું અને પછી હું પણ ઘાસ વાઢીને બજારે જઇને વેચું."

" તો ડોશી ઘાસ વેચવા જતી હશે ! "

ગીગાએ શરમાતાં કહ્યું: " નહિ બાપુ, તે એટલે દૂર ચાલીને ક્યાંથી જઈ શકે. તે તો ઘાસની ગાંસડી લઈને ઘરે જ આવે છે. વહુ ઘાસની ગાંસડી લઈને રોજ જુદે જુદે ગામ જાય છે. અને ઘાસ વેચીને અંધારૂં થતાંમાં ઘરે આવે છે. ભારે હેરાન થઈએ છીએ. બાપુ, પણ શું કરીએ, નશીબ આગળ આપણું શું જોર ચાલે ? "

ગાડી કોર્ટ આગળ આવી પહોંચી. જીવો ગાડીમાંથી ઉતરી ગયો. તેણે ગીગાને સાંજે પાંચ વાગે ગાડી પાછી લાવવાનું કહી દીધું. ગીગો ગાડીને લઈને નજીકના રેલ્વે સ્ટેશન તરફ ઉતારૂની શોધમાં ચાલ્યો. ચારેક વાગે જીવો કોર્ટના કામકાજમાંથી



પરવારીને બહાર નીકળ્યો. ગીગો હજી ગાડી લઈને આવ્યો ન હતો, એટલે તે તેની વાટ જોતો બાંકડા ઉપર બેસી રહ્યો, અને આજુબાજુ જોવા લાગ્યો. સામે ચોકમાં એક મોટું વડનું ઝાડ હતું. તેની છાયામાં કેટલીક બળદ–ગાડીઓ અને ટાંગાઓ ઉભેલા હતા. વકીલો, અસીલો અને અમલદારોની ગાડીઓ અહીં જ ઉભી રહેતી હતી. જીવાએ પાણી પીધું અને સોપારી ખાધી. એટલામાં તેની નજર એક ઘાસવાળી ઉપર પડી. માથા ઉપર ઘાસની ગાંસડી રાખીને તે ગાડીવાળાઓ સાથે હસતી હસતી ભાવતાલ કરતી હતી.

જીવાએ તેને ઓળખી લીધી. તેને અજાયબી થઈ. આ તો લખી હતી ! તે બનીઠની હતી. તેણે એક સારૂં ગુલાબી ઓઢણું ઓઢયું હતું. કેટલાય ગાડીવાળાઓ તેની આસપાસ એકઠા થઈ ગયા હતા. કોઇ તેની સાથે ગમ્મત કરતા હતા, કોઇ તેની સામે તાકી રહ્યા હતા.

એક કાળા કુબડા ગાડીવાળાએ કહ્યું: “ લખી, ઘાસ તો છ આનાનું છે. ”

લખીએ ઉન્માદ પેદા કરનાર આંખોથી જોઇને કહ્યું: “ છ આનામાં લેવું હોય તો જાવ બીજી ઘાસવાળીઓ પાસે. બે ચાર પૈસા ઓછામાં પણ મળી જશે. મારૂં ઘાસ તો બાર આનામાં જ મળશે. ગરજ હોય તો લો. નહિ તો રહેવા દો. મને ઘણાએ ઘરાક મળી રહેશે. ”

એક આધેડ ગાડીવાળાએ કહ્યું: “ તારો જમાનો છે, લખી તારો જમાનો છે. બાર આના નહિ પણ એક રૂપિયો માગ ને. લેવાવાળા જખમારીને લેશે. નીકળવા દે વકીલોને. હવે વધારે વખત નથી. હમણાં નીકળશે. ”

એક ગાડીવાળો જેણે ગુલાબી પાઘડી બાંધી હતી, તેણે કહ્યું: “ બુઢ્ઢાના મોમાં પણ પાણી આવી ગયું ! હવે લખી શા માટે



કોઇ બીજાની સામે જુએ ?" આ સાંભળીને જીવાને એવો ક્રોધ આવતો હતો કે આ હલકટોને જોડે જોડે મારે. બધા લખી તરફ કેવા ટગર ટગર જુએ છે! અને લખી પણ કેટલી ખુશી થાય છે! લાજતી નથી કે તેમને કાંઈ કહેતી પણ નથી. કેવું હસી હસીને રસીલી આંખો વડે તેમની સામે જોઇ જોઇને, અને મોંના ચાળા કરી કરીને વાતો કરે છે! તે જ લખી જે એક વખતે વાઘણની માફક મારી સામે તાડુકી ઉઠી હતી. આજે આમ કેમ ?

એટલામાં વકીલો અને અસીલોનું એક ટોળું બહાર નીકળી આવ્યું. અસીલો અને વકીલો પોતપોતાની ગાડી તરફ ચાલ્યા. કેટલાય મહાશયોએ લખીને રસિક આંખો વડે જોઈ.

એકાએક લખી માથે ઘાસની ગાંસડી લઇને એક ગાડીની પાછળ દોડી. તેમાં એક શોખીન વકીલ સાહેબ બેઠા હતા. તેમણે ગાડી હાંકનારની બેઠક પાસે ઘાસ રખાવ્યું અને ખીસામાંથી એક રૂપિયો કાઢીને લખીના હાથમાં દાબીને મુકયો. લખી હસી. બંને વચ્ચે કાંઇક વાતચીત પણ થઇ પણ જીવો તે સાંભળી ન શકયો.

તુરત જ લખી ખુશી ખુશી થતી તેના ગામ તરફ ચાલતી થઇ.

થોડીવારે ગીગો પણ ગાડી લઇને આવી પહોંચ્યો.

જીવો ગાડીમાં બેસી ગયો. ગાડી થોડેક દૂર નીકળી ગઇ એટલે જીવાએ પૂછયું: " આજે કેટલા પૈસા કમાયો ? ગીગા ?"

ગીગાએ ઉદાસ મોંએ કહ્યું: "આજે તો, બાપુ આખો દિવસ બેઠો જ રહ્યો. કોઇ ઉતારૂ જ ન મળ્યું. ઉપરથી ચાર પૈસાની બીડી ફુંકી ગયો! "

જીવાએ થોડી વાર પછી કહ્યું " મારી એક સલાહ છે. તું મારી પાસેથી રોજનો એક રૂપિયો લેતો જા. બસ, જ્યારે હું બોલાવું ત્યારે ગાડી લઈને આવ્યા કરજે. શરત એ કે તારે તારી ઘરવાળીને ઘાસ વાઢવા કે વેચવા મોકલવી નહિ. બોલ છે, કબુલ ?"



ગીગાએ સજળ આંખે જોઈને કહ્યું: " બાપુ, તમારૂં જ તો ખાઉં છું. આપની પરજા છું. જ્યારે મરજી પડે ત્યારે મને બોલાવી મંગાવજો. તમારી પાસેથી રૂપિયો તો... જીવાએ તેને અટકાવીને કહ્યું: " નહિ, હું તારી પાસે 'વેઠ' કરાવવા નથી માગતો. તું મારી પાસેથી રોજનો એક રૂપિયો લેતો જજે. તમારે જોઈએ તો મારા ખેતરમાં કે બાગમાં કામ કરવા આવજો. પણ તારી વહુને ઘાસ વેચવા દૂર બીજે ગામ ન મોકલ. તારી આબરૂ મારી આબરૂ છે. બસ એટલામાં જ સમજી જા. જ્યારે વધારે પૈસાનું કામ પડે ત્યારે બેધડક મારી પાસે ચાલ્યો આવજે."

∴ ∴ ∴

કેટલાક દિવસો પછી એક સાંજે લખી જીવાને મળી.

જીવાએ પૂછ્યું: " કેમ, લખી બહેન, શું છે?"

લખીએ કહ્યું: " કેટલાય દિવસથી તમને મળવા માગતી હતી. આજે તમે ઠીક મળી ગયા. હવે હું ઘાસ વેચવા નથી જતી."

" બહુ સારી વાત છે."

" એક દિવસ તમે કોરટના ઓટલા ઉપર બેઠા હતા અને હું ઘાસ વેચવા આવી હતી. તે તમને યાદ છે ને? તમે મને જોઈ હતી. મેં પણ તમને જોયા હતા; પણ મેં જાણે તમને જોયા ન હોય. એવો ડોળ કર્યો હતો. ગરીબાઈ માણસ પાસે જે ચાહે તે કરાવે; તમે મને બચાવી લીધી."

બંને એક પળવાર મુંગાં-મુંગાં ઉભાં રહ્યાં.

" એક વખત તેં મને પાપમાં પડતો બચાવી લીધો હતો. તો બીજી વાર મેં તને બચાવી લીધી. મેં મારી ફરજ જ બજાવી છે. કાંઈ વધારે કર્યું નથી."

લખી કૃતજ્ઞતાથી નીચું જોઈ રહી તેની આંખોમાં આંસુ આવી ગયાં. તે કાંઈ બોલી શકી નહિ. મુંગે મોંએ ચાલી ગઈ.

*

# પોષની રાત

ગોપાળે આવીને તેની સ્ત્રી મણીને કહ્યું: શાહુકાર રૂપિયા લેવા આવ્યો છે. લાવ, જે રૂપિયા રાખ્યા છે તે તેને આપી દઉં. કોઈ રીતે તેના હાથમાંથી ગળું તો છુટે."

મણીએ કહ્યું : ત્રણ જ રૂપિયા છે. દઇ દેશો તો પછી કામળી કેવી રીતે ખરીદશો ? માગશર–પોષની રાતની ખુલ્લી અને ટાઢી હવામાં કામળી વિના કેવી રીતે બહાર નીકળશો ? શાહુકારને કહી દો કે ખળાં ઉકલી રહેતાં પૈસા આવશે ત્યારે તારા રૂપિયા આપશું. હમણાં રૂપિયા નથી."

ગોપાળ એક ક્ષણ અનિશ્ચિત દશામાં ઉભો રહ્યો. પોષ મહિનો માથા ઉપર આવી ગયો છે. કામળી વિના રાતે ખેતરમાં તે કોઇ રીતે સુઈ શકશે નહિ; પરંતુ શાહુકાર માનશે નહિ. ગાળો દેશે, તકરાર કરશે અને વળી ઉપરથી વ્યાજ ચઢાવશે. વ્યાજ પણ ભરવું અને વળી ગાળો ખાવી અને લોકોમાં ફજેત થવું, એ શા માટે ? બે વરસમાં પચીશ રૂપિયાના પોણોસો રૂપિયા તો થયા. કોણ જાણે ચાર છ મહિનામાં પોણોસો રૂપિયાના વળી કેટલાય રૂપિયા થઇ જાય.

એના કરતાં તો તેના લેણાને બને તેટલું જલદી ચુકવી નાખવું જ સારું. માથા ઉપરથી બલા તો ટળી જશે. આમ વિચાર કરતો કરતો ગોપાળ પોતાના દુબળા પાતળા શરીર સાથે તેની સ્ત્રીની પાસે ગયો અને તેને સમજાવતાં બોલ્યો: "લાવ, આપી દેવા દેને. તેના હાથમાંથી ગળું છુટે. કામળાને માટે કોઇ બીજો ઉપાય કરીશ." મણીએ દુઃખભર્યા અવાજે કહ્યું: "હજી કોણ જાણે કેટલાય રૂપિયા બાકી છે કે તે કોઈ રીતે ચુકવાઇ જવા આવતા જ નથી. હું કહું છું, કે તમે આ ખેતી છોડી કેમ નથી દેતા? જીવ કાઢી કાઢીને કામ કરો અને કાંઇ ઉપજ થાય તે આ કાળમુખા શાહુકારના "બાકી" રૂપિયા ચુકવવામાં ભરી દો એટલે આપણા હાથમાં તો કાંઇ રહે જ નહિ. આ 'બાકી' ચુકાવવામાં તો આપણો આખો જન્મારો ગયો છે. આપણે મરશું તોય આ "બાકી" નહિ ચુકે. પેટને માટે હવે તો મજુરી કરો, મજુરી. મજુરો પણ ખેડુત કરતાં તો કાંઇક સુખી હશે. આની ખેતીથી તો આપણે મરી ગયા. લો, ભરો ઓલ્યા ભવના માગનારનું માગણું!"

મણીએ જઇને પેટીમાંથી રૂપિયા કાઢ્યા અને લાવીને ગોપાળના હાથમાં મુકી દીધા. અને આંખમાં આંસુ સાથે કહ્યું:—

"તમે છોડી દો હવેથી આ ખેતી. મજુરીથી સુખેથી અડધો રોટલો તો ખાવાને મળશે. કોઇની હેરાનગતી કે માગણું તો નહિ રહે. આવી ખેતીથી શો ફાયદો? દિવસ રાત તનતોડ મહેનત કરતાં જે મળે તે શાહુકારનાં દેવાં ચુકવવામાં જાય અને વળી ઉપરથી આ હેરાનગતી."

ગોપાળે રૂપિયા હાથમાં લીધા અને એવી રીતે બહાર જવા ચાલ્યો કે જાણે પોતાનું હૃદય કાઢીને આપવા જતો હોય ને! તેણે મહા મુશ્કેલીએ એક એક પૈસો બચાવીને ત્રણ રૂપિયા શીયાળાની રાતની ટાઢમાં ઓઢવા માટે એક કામળી લેવા માટે ભેગા કર્યા



હતા. તે આજે કામળી લાવ્યા વિના જ ચાલ્યા જતા હતા. એક એક ડગલા સાથે તેનું માથું તેની દરિદ્રતાના ભારથી દબાતું જતું હતું. પોષની અંધારી રાત! આકાશના તારા પણ ટાઢથી થરથરતા જણાતા હતા. આવી ટાઢમાં ગોપાળ પોતાના ખેતરને એક છેડે શેરડીના પાંદડાંના એક નાના સરખા છાપરાની નીચે એક ભાંગ્યા તૂટચા ખાટલા ઉપર પોતાની નાની જુની ગોદડી શરીર પર ઓઢીને પડચો હતો. ગોદડી ટુંકી હોવાથી તેના પગ ખુલ્લા જ રહ્યા હતા. તે પડચો પડચો ટાઢથી થરથર કાંપતો હતો. ઠંડીને લીધે તેને ઊંઘ આવતી ન હતી.

ગોપાળે તેના ઘુંટણોને ગળા સાથે દાબતાં દાબતાં કહ્યું આ રાંડ પોષની રાત કોણ જાણે કયાંયથી આવી ટાઢ લઇને આવે છે. . .ઉઠું, ફરી એક ચલમ ભરૂં. કોઇ રીતે રાત તો નીકળે. આઠ ચલમ તો પી ગયો. તમાકુવાળાના દશ બાર આના ચડી ગયા છે. આજે સવારે ત્રણ આનાની તમાકુ લાવ્યો હતો તે આજની આજ જ ખલાસ થઈ ગઇ ફુંકાઇ ગઇ, અને એક પૈસો તો કમાણીનો આવ્યો નથી. આજ તો ખેતીની મઝા છે! પેટ પર પાટા બાંધીને કામ કરીયે, તોય એક દિવસ પણ પેટ ભરીને ખાવાનું તો ન જ મળે! જ્યારે અમે પહેરવા ઓઢવાનાં કપડાં વિના ટાઢે તડફડીયે છીએ, ત્યારે એક એક એવા નશીબદાર પડયા છે, કે જેમના ઉપર આના કરતાં પણ વધારે ટાઢની કાંઇ જ અસર ન થાય—બારી બારણાંવાળાં મોટાં મોટાં પાકાં ઘરો, મોટાં પોચાં પોચાં ગાદલાંઓ, રજાઇઓ, શાલો, દુશાલાઓ, કામળીઓ, ગરમ કપડાંઓ અને હાથ પગનાં મોજાંઓ—તાકાદ છે ટાઢની કે તેમને અડકી પણ શકે? તે જ પ્રમાણે ઉનાળામાં તેઓ શીતળતામાં રહી શકે છે. નશીબની ખુબી છે.

રાત દિવસ, ટાઢ, તડકા અને વરસાદમાં મહેનત કરતાં જીવ નીકળે અને મજા બીજા જ લુંટે ! ” ગોપાળ ઉઠયો અને ઠરી ગયેલી તાપણીમાંથી જરાક દેવતા કાઢીને ચલમ સળગાવી. ગોપાળે ચલમ પીતાં પીતાં કહ્યું “ આ . . . હા . . . ટાઢ શું વાય છે ? જાણે હાડકાં પર ધારવાળી કુહાડી પડે છે. આવી ટાઢમાં આ ચલમથી ટાઢ તો શું ઉડવાની છે ? પણ હા, જરા મનને આનંદ થાય છે. ખેડુતે શું પાપ કર્યા હશે કે તેને આમ ટાઢે ઠુંઠવાવું પડે છે ? ”



ચલમ પીને ગોપાળ પાછો ખાટલા પર પડયો અને નિશ્ચય કરીને પડયો કે ગમે તે થાય પણ હવે તો ઉઘી જ જઇશ પણ એક જ ક્ષણમાં તેના હ્રદયમાં કંપન થવા લાગ્યું. કદી આ પડખુ ફેરવતો તો કદી પેલું પડખુ; પણ ટાઢ કોઈ ડાકણની માફક તેની છાતી ઉપર ચઢી બેઠી હતી.

થોડી વારમાં ગોપાળે કોઇ જાનવરના ખેતરમાં ચાલવાનો અવાજ સાંભળ્યો પણ તેને ઉઠવાનું મન થયું નહિ. ટાઢે જાણે તેના હાથ પગ કાપી નાખ્યા હતા. તે બેદરકારીથી પડયો રહ્યો.

એક કલાક બીજો ચાલ્યો ગયો. જેમ જેમ રાત વીતતી જતી હતી તેમ તેમ ટાઢ વધતી જતી હતી. ગોપાળ ઉઠીને બેઠો થયો અને બંને ઘુંટણોને છાતી સાથે લગાડીને માથાને તેમની વચમાં ઘાલી દીધું; છતાં પણ ટાઢ ઓછી વાતી ન લાગી. તેને એવું જણાવું હતું કે તેના લોહીની જગ્યાએ હીમ વહે છે. તેણે માથું જરા ઉંચું કરીને આકાશ તરફ જોયું. હજી રાત કેટલી બાકી છે ? સપ્તર્ષિ હજી આકાશમાં અર્ધા ઉંચે પણ નથી આવ્યા. બરાબર માથા ઉપર આવી જશે ત્યારે માંડ સવાર પડશે. હજી એક પહોર–ત્રણ કલાક–કરતાં વધારે રાત બાકી છે. એક પહોર કેમ કરીને જશે ? ગોપાળના ખેતરથી થોડેક દૂર આંબાઓનો એક



બાગ હતો. પાનખર ઋતુ શરૂ થઇ ગઇ હતી. બાગમાં ખરી પડેલાં સૂકાં પાદડાંઓના ઢગલાને ઢગલા પડયા હતા. ગોપાળે વિચાર કર્યો કે ચાલ બાગમાં જઈને પાંદડાં સળગાવીને ખૂબ તાપું. પાંદડાના ઢગલામાં કોઇ જીવજંતુ કે સાપ બેઠો હશે અને કદાચ મને કરડશે તો ભારે થશે; પણ હવે તો ટાઢમાં બેઠું રહેવાતું નથી. નજીકમાં સુકું ઘાસ ઉગેલું હતું. તેમાંથી થોડુંક તોડી લઇને તેણે તેના નાના નાના પુળા બનાવ્યા અને પછી તેમાંનો એક પુળો સળગાવીને હાથમાં લઇને બાગ તરફ ચાલ્યો અને બોલ્યો "હવે તો રહી શકાતું નથી, બાગમાંથી પાંદડાં ભેગાં કરીને તાપીશ, જરા ગરમ થઇશ, એટલે પાછો આવીને ખેતરમાં સુઇશ. હજી રાત તો ઘણી બાકી છે."

બાગમાં ગાઢ અંધકાર છવાયેલો હતો, અને તે અંધકારમાં નિર્દય ઠંડો પવન પાંદડાંઓને કચડતો ચાલ્યો જતો હતો તેથી પાંદડાંઓ વેદનાથી ચીસ નાખતાં હતાં. વૃક્ષો પરથી ઝાકળનાં ટીપાંઓ ટપ ટપ નીચે ટપકતાં હતાં. જાણે વૃક્ષો ટાઢ સહન ન થઇ શકવાથી રડતાં હોય ને!

ગોપાળે તેના હાથમાંનો બળતો પુળો જમીન ઉપર થોડાંક પાંદડાં પડેલાં હતાં તેની ઉપર મુકયો અને આજુબાજુની બીજાં પાંદડાંઓ એકઠાં કરવા લાગ્યો. થોડીવારમાં પાંદડાંઓનો એક મોટો ઢગલો થઇ ગયો. હાથ ઠંઠવાઇ જતા હતા. ચાલતાં ચાલતાં પગ જાણે કપાઈ જતા હતા. અને છતાં ગોપાળ પાંદડાંઓનો પહાડ ઉભો કરવામાં રોકાયેલો હતો. આજે તે એવી મોટી તાપણી સળગાવવા માંગતો હતો જેમાં ટાઢ બાળીને ભસ્મ થઇ જાય!

થોડી વારમાં તાપણી સળગી ઉઠી. તેની જાળ ઉપરનાં વૃક્ષોનાં પાંદડાંઓને અડકી અડકીને નાસવી લાગી. તે અસ્થિર પ્રકાશમાં બાગનાં વિશાળ વૃક્ષો તે ગાઢ અંધકારને પોતાનાં માથાંઓ ઉપર

ઉપર ટેકવીને ઉભેલાં ભૂત જેવાં લાગતાં હતાં! અંધકારના તે અનંત સાગરમાં આ પ્રકાશ એક નાવડાંની માફક હાલતો ડોલતો જણાતો હતો. ગોપાળ તાપણીની સામે બેઠો બેઠો તાપતો હતો. એક ક્ષણમાં તેણે ટાઢને ઉતારી લઇને નસાડી મુકી અને એવી દ્રઢતાથી બેઠો કે જાણે ટાઢને આવાહન આપતો હોય ને કે તારાથી થાય તે કરી લે. હવે મારી પાસે એવું હથીયાર છે કે તારામાં મારી ઉપર હુમલો કરવાની તાકાત નથી. ટાઢની અસીમ શક્તિ ઉપર વિજય મેળવીને તે વિજય–ગર્વને હૃદયમાં છુપાવી શકતો ન હતો. તેણે કહ્યું પહેલેથી જ આ ઉપાય ન સુજ્યો, નહિ તો નાહક આટલી ટાઢ શું કરવા ખાત?”



પાંદડાં બળી ચૂકયાં હતાં. બાગમાં પાછું અંધારૂં છવાઇ ગયું હતું. રાખની નીચે થોડી થોડી આગ હજી બાકી હતી, જે પવનને સપાટો આવી જતાં જરા જાગી ઉઠતી હતી પણ એક ક્ષણમાં પાછી આંખો બંધ કરી લેતી હતી.

ગોપાળે પાછી ગોદડી ઓઢી લીધી અને ગરમ રાખની પાસે બેઠો બેઠો એક ભજન ગણગણવા લાગ્યો. તેના શરીરમાં ગરમી આવી ગઇ હતી પણ જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તે ગરમી દબાતી જતી હતી અને ઠંડી વાવા લાગતી હતી.

ગોપાળને એવું જણાયું કે ઢોરોનું એક ટોળું તેના ખેતરમાં આવ્યું છે. તેમનાં કુદવા અને દોડવાનો અવાજ તેના કાનમાં સાફ આવતો હતો. પછી એવું જણાયું કે તેઓ ખેતરમાં તેનો પાક ચરે છે. તેમના આવવાનો અવાજ પણ ચરચર સંભળાવા લાગ્યો.

ગોપાળે મનમાં કહ્યું: “નહિ, મને ખોટો ભાસ થાય છે. ક્યાં! હવે તો કાંઇએ સંભળાતું નથી. અને જાનવર હોય અને પાક ખાતાં હોય તો ભલે ખાતાં. એમનાં નશીબનું એ ભલે ખાતાં

મારાથી તો આવી ટાઢમાં ઉઠીને ત્યાં મરવા નથી જવાતું. છેવટે મારા હાથમાં રહે છે પણ શું કે હું પાક બચાવવા જાઉં? થવાનું હશે તે થઇ જ રહેશે." ખેતરમાં ઢોર ચરતાં હોય એવો અવાજ પાછો આવ્યો પણ તેને પોતાની જગ્યાએથી હાલવું ઝેર સમાન લાગતું હતું. કેવી હુંફમાં તે મજાથી બેઠો હતો? આવી ટાઢમાં ઉભા થઇને ખેતરમાં જવું અને ઢોરોની પાછળ પાછળ દોડવું એ તેને માણુસની સહન-શક્તિની બહાર લાગ્યું. તે પોતાની જગ્યાએથી હાલ્યો નહિ, તે હાલ્યો જ નહિ. ઢોરોને ભડકાવવા થોડીક બૂમો પાડી ખરી; પણ તેની કાંઇ અસર થઇ નહિ.

ઢોરો ખેતર ચરી જતાં હતાં. પાક તૈયાર હતો. કેવો સરસ પાક હતો? પણ તે દુષ્ટ ઢોરો કાંઇ વિચાર કર્યા વિના તે બીચારાનો સર્વનાશ કરતાં હતાં.

ગોપાળ આ ઢોરોને હાંકી કાઢવાનો પાકો ઇરાદો કરીને ઉઠયો અને બે ત્રણ ડગલાં ચાલ્યો; પણ એકાએક પવનનો એવો ઠંડો અંગેઅંગને વીંધી નાખનારો, વીંછીના જેવી વેદના કરનારો સપાટો આવ્યો કે તે પાછો બુઝાતી જતી તાપણીની પાસે આવી બેઠો અને રાખને લાકડીથી ફેરવીને ઠંડીને અકડાઇ જતાં પોતાના શરીરને બને તેટલું ગરમ કરવા લાગ્યો.

ઢોરો સુંદર પાકથી ભરપુર ખેતરને સફાચટ કરી નાખતાં હતાં અને ગોપાળ ગરમ રાખની પાસે શાંત બેઠો હતો. ટાઢે તેના પગોને દોરડાંની માફક કસકસીને બાંધી લીધા હતા.

તે જ રાખની પાસે ગરમ જમીન પર સુઇને ગોદડી ઓઢીને ગોપાળ ઊંઘી ગયો.

સવારે જ્યારે ગોપાળની ઉંઘ ઉડી ત્યારે ચારે તરફ તડકો થઇ ગયો હતો અને મણી તેને કહેતી હતી: "શું આજે ઉંઘતા



જ રહેશો ? તમે અહીં આવીને ઉંઘી ગયા અને ત્યાં આખું ખેતર સાફ થઇ ગયું. ગોપાળે સુતાં સુતાં જ કહ્યું: 'તું ખેતરમાં થઇને આવી છે.' મણીએ કહ્યું: " હા, આખા ખેતરનું સત્યાનાશ વળી ગયું, ભલા, આમ તે કોઇ ઉંઘતું હશે ! તમે અહીં રાતે સુવા આવ્યા તેથી શું વળ્યું ? " ગોપાળે બચાવ કર્યો: " હું ટાઢથી મરતો મરતો બચ્યો અને તને તારા ખેતરની પડી છે. જહાન્નમમાં ગયું એ ખેતર ખબર છે કાલની ટાઢ કેવી હતી ? તું તો ઘરમાં બારણાં બંધ કરીને સુતી હતી એટલે તને શી ખબર ? બાકી કાલે તો જો હું ખેતરમાંથી ઢોરને હાંકી કાઢવા ખેતરમાં ફરત અને ટાઢમાંથી બચવા તાપણી ન કરી હોત તો હું ઠરી જ જાત. તાપણી કરી એટલે હું બચ્યો. કાલે આખી રાત મને ટાઢને લીધે ઉંઘ આવી ન હતી એટલે ઠેઠ મળસ્કે આંખ મળી ગઇ. પછી આંખ ઉઘડેજ જ કેવી રીતે ? "

બંને જણાં ખેતરની વાડ પાસે આવ્યાં; જોયું તો આખું ખેતર ખુંદાયેલું અને ચરાયેલું પડયું છે.

બંને જણા ખેતરની દશા જોતાં હતા. મણીના માં પર ઉદાસી છવાયેલી હતી; પણ ગોપાળ પ્રસન્ન હતો.

મણીએ ચિંતાતુર થઇને કહ્યું: " હવે મજુરી કરીને દેવું ભરવું પડશે અને પેટ ભરવું પડશે. "

ગોપાળે પ્રસન્નમુખે કહ્યું: " ભલે, પણ પોષની રાતની ટાઢમાં ખુલ્લા ખેતરમાં સુવું તો નહિ પડેને ? આના કરતાં તો મજુરી હજાર ગણી સારી. ચાલો ઠીક થયું. બલા ટળી ! "

*

# પુત્રીમાંથી પત્ની!

મુંબઇમાં મી. રમણુલાલની, અનેક વર્ષો થયાં, એક બાહોશ અને આગેવાન વકીલ તરિકે ગણત્રી થતી હતી. તેમનું કામ ઘણું સારૂં ચાલતું હતું. તેમની પોતાની ચોખ્ખી આવક મહિને એક હજાર રૂપિયાથી ઓછી ન હતી.

તેમની પત્ની સુશીલ અને પતિપરાયણ હતી. તેનું નામ મંગળાગૌરી હતું. મંગળાગૌરી કરકસરથી કામ ચલાવનાર સ્ત્રી હતી. તેને માત્ર એક જ વ્યસન હતું અને નવ નવા ફેન્સી દાગીનાઓ પહેરવાનું.

રમણુલાલ સાચ્ચા પત્ની–પરાયણ પતિ હતા એટલે પત્નીનો શોખ ખુશીથી પુરો પાડતા.

આ દંપતિના સુખ ચંદ્રમાં માત્ર એક કળાની ખામી હતી. તેમને એકેય સંતાન ન હતું. મંગળાગૌરીના પહેલા ખોળાની કન્યા



જન્મીને એક વર્ષની ઉમરમાં જ ગુજરી ગઇ હતી. ત્યાર પછી તેને એકેય સંતાન થયું ન હતું. અને હવે થવાની આશા પણ ન હતી. પત્ની અને પતિ બંને તે કન્યાને યાદ કરી કરીને દીલગીર થતાં હતાં અને ક્યારેક ક્યારેક રડતાં પણ ખરાં. છોકરી બચપણમાં છોકરા કરતાં વધારે લાડકોડ પામે છે. તે લાડકોડ પુરા કરવાને માટે પતિ–પત્ની ઘણાં વ્યાકુળ રહેતાં હતાં. પત્ની વિચાર કરતી હતી કે જો મારે એક છોકરી હોત, તો હું તેનું માથું ગુંથત, તેને સારાં સારાં કપડાં પહેરાવત, ઓઢાડત, તેને માટે દાગીનાઓ ઘડાવત, કંઇ કંઇ કરત, તેની કાલી ઘેલી બોલી અને નિર્દોષ રમતગમતથી કેવો આનંદ મળત ! તે રૂમ–ઝુમ કરતી ઘરમાં ચાલતી હોત ત્યારે ઘર કેવું ભર્યુંભર્યું લાગત !

પતિ વિચાર કરતા, કે કન્યાદાન વિના મોક્ષ કેવી રીતે મળશે ! કન્યાદાન એ મહાદાન છે. જેણે આ દાન ન આપ્યું તેનો જન્મ જ નકામો ગયો.

છેવટે છોકરીને ઉછેરવાની મંગળાગૌરીની લાલસા એટલી બધી પ્રબળ થઇ ગઇ કે તેણે પોતાની એક નાની બાળક બહેનને તેડાવીને તેને જ પોતાની છોકરીની માફક પાળવાનો નિશ્ચય કર્યો. રમણલાલે સંમતિ આપી અને પોતાના વિચાર જણાવીને તેમની પાસેથી તેમની કન્યાની માગણી કરી.

કન્યાનાં મા–બાપ નિર્ધન હતાં. તેઓ આ વાતથી રાજી થઈ ગયાં. એક તો તેના પાલન–પોષણનો અને લગનનો બોજો માથા ઉપરથી ઉતરતો હતો અને વળી સામી રૂપિયાની સારી સંખ્યા પણ મળતી હતી. તેમણે ખુશીથી હા પાડી દીધી.

આ બાલિકા ઘણી સુંદર અને ચંચળ હતી. તેનું નામ હતું વિમળા. રમણલાલનું ઘર તેના આવવાથી ખીલી ઉઠયું.

વિમળાને પહેલાં તો અહીં ગમ્યું નહિ; પરંતુ તેના નવા " માતા-પિતા" ના સ્નેહથી તે થોડા જ દિવસમાં તેના ખરા માતા-પિતાને ભૂલી ગઇ. તેની ઉમર હજી ચાર જ વર્ષની હતી. તેની જાત જાતની આનંદપ્રદ બાળક્રિડાથી તેના (નવા) " માતા-પિતા " ને જાણે ખરા માતા-પિતાના પદનો લ્હાવો મળતો અને ઘણીવાર તેઓ પણ તેની સાથે રમતાં રમતાં જાણે નાનાં બાળક બની જતાં.

જ્યાં સુધી રમણુલાલ ઘેર રહેતા, ત્યાં સુધી વિમળા તેમની સાથે તેમના દિવાનખાનામાં બેસી રહેતી. તે કયારેક તેમની ચોપડીઓ ઉલટાવતી, તો કયારેક ખડીયા-કલમથી રમતી. રમણુલાલ હસીને કહેતા " બેટી માલ ખાવા છે ? "

વિમળા ઝટ દઇને જવાબ દેતીઃ " તમે માલ ખાસો, હું તમાલા કાન કાપી લઈસ અને મારી બા પાસે માલ ખવડાવીસ !"

તેની આ વાત સાંભળીને વકીલ સાહેબ ખૂબ હસતા. વકીલ-સાહેબ કદી આટલા બાલ વત્સલ ન હતા. પણ હવે તો જ્યારે બહારથી આવતા, ત્યારે કંઇ નહિ ને કંઇ ચીજ વિમળાને માટે જરૂર લેતા આવતા. અને ઘરમાં પગ મુકતાં પહેલાં જ બૂમ પાડી ઉઠતા " વીમળી, ચાલ તો. જો તારા માટે કેવી ચીજ લઈ આવ્યો છું. " એટલે વિમળા તેની " મા " પાસેથી દોડતી દોડતી આવી ને તેમના ખોળામાં બેસી જતી.

મંગળા એક દિવસ વિમળાને પોતાના ખોળામાં લઇને બેઠી હતી. એટલામાં રમણુલાલ બહારથી હાથમાં કાંઈક ચીજ લઇને આવી પહોંચ્યા. વિમળા દોડીને તેમની પાસે જઇ પહોંચી.

રમણુલાલે પુછ્યુંઃ " તું કોની દીકરી છો, વિમળી ? "

વિમળાએ કહ્યુંઃ " નહિ કહું. " મંગળાએ કહ્યુંઃ " કહી દે



બેટી, કે બાની દીકરી છું. " રમણુલાલે પાછું પુછ્યું " વિમળી, તું મારી દીકરી છો, કે આની ?" વિમળાએ કહ્યું: "નહિ, કહું." રમણુલાલે કહ્યું: "ઠીક, અમે આંખો બંધ કરીને બેસીએ છીએ. તું જેની દીકરી હોઇશ, તેના ખોળામાં બેસી જઇશ." વિમળા રમણુ-લાલના ખોળામાં બેસી ગઇ. રમણુલાલે કહ્યું: " મારી દીકરી છે, વિમળી મારી દીકરી છે. હવે તું કહેતી નહિ કે વિમળી " મારી બેટી છે. " મંગળાએ કહ્યું " સારૂં, જા વિમળી હવે તારી વાત છે. હું હવે તને ઘરેણાં–લુગડાં નહિ પહેરાવું, કે બહાર પણુ નહિ લઇ જાઉં.

વિમળાએ કહ્યું: " કાંઇ નહિ બાપુજી બધું લાવી દેસે. તને કાંઇ નહિ આપું. "

રમણુલાલે હસીને વિમળાને છાતી સાથે લગાડી દીધી. અને તેને તેડીને બહાર ચાલ્યા ગયા. તેઓ પોતાના ઇષ્ટ મિત્રોને પણુ આ રસિલી બાલ–ક્રિડાનું રસા સ્વાદન કરાવવા ઇચ્છતા હતા.

∴ ∴ ∴

એક વખત વિમળાના (ખરા) પિતા તેને પોતાને ઘરે થોડા વખત માટે તેડી લઈ ગયા. જતી વખતે વિમળા ઘણી રડી હતી. આ બાજુ રમણુલાલને પણુ વિમળા વિના ગમતું ન હતું. તેમને દિવસો કાઢવા મુશ્કેલ થઈ પડયા. થોડા દિવસોમાં તેઓ પોતાને સાસરે ગયા. વિમળા તેમને જોઇને રાજી રાજી થઇ ગઈ. તેઓ તેને પોતાને ઘરે તેડી લાવ્યા.

વિમળા પોતાનાં ખરાં માતા–પિતાને ભૂલી ગઈ હતી. તે તો રમણુલાલને જ પોતાના બાપ અને મંગળાને જ પોતાની મા સમજવા લાગી હતી !

કેટલાંક વર્ષોનાં વહાણું વાઇ ગયાં. વિમળા હવે કળીમાંથી ફુલ બની ગઈ હતી. તેની ઉંમર ચૌદ વર્ષની થઇ હતી. તેના

જેવાં રૂપ–ગુણુવાળી બાલિકા તેની જ્ઞાતિમાં ઘણી ઓછી હશે. તે ભણવા–ગણુવામાં ચતુર, ઘરનાં કામકાજમાં કુશળ, ભરવા ગુંથવામાં હોશીયાર અને પાકકળામાં નિપુણ હતી. મધુર–ભાષિણી, લજ્જા શિલ અને અનુપમ રૂપવતી હતી. રમણલાલે મંગળાગૌરીના આગ્રહથી વિમળા માટે સારો વર શોધવાનું હમણાંથી જ શરૂ કરી દીધું. કન્યાદાન અને કરિયાવરમાં નામ કાઢવાની તેમને લાલસા હતી. સદ્‌ભાગ્યે સારો વર અને સારૂં ઘર તુરત જ મળી આવ્યાં. તેમના " જન્માક્ષરો " મળી ગયા. વેવિશાળ પણ થઇ ગયું અને આનંદ આથે લગ્નની તૈયારીઓ થવા લાગી.

પરંતુ બીજી બાજુ નિર્દય દૈવે બીજી જ લીલા રચી દીધી. લગ્નના એકજ અઠવાડિયા પહેલાં મંગળા અચાનક સખત માંદી પડી ગઇ અને તેને " વધારો " થઇ ગયો.

સાંજ પડી ગઇ હતી. મંગળા ખાટલા ઉપર સુતેલી હતી. સગાંવહાલાંઓ ચારે બાજુ બેઠાં હતાં. વિમળા મંગળાના પગ પાસે બેઠી બેઠી તેના પગ દાબતી હતી. મૃત્યુના સમયની ભયંકર નિસ્તબ્ધતા છવાઇ ગઇ હતી. કોઈ કોઇની સાથે બોલતું ન હતું. મનમાં સૌ જાણતાં હતાં કે શું થવાનું છે. ફક્ત રમણલાલ ત્યાં હાજર ન હતા.

એકાએક મંગળાએ અહીંતહીં ઇચ્છા–પૂર્ણ નજરે જોઈને કહ્યું " જરા એમને બોલાવો ને, ક્યાં છે ? "

રમણલાલ પોતાના દિવાનખાનામાં બેઠા બેઠા આંસુ સારતા હતા. સંદેશો મળતાં જ તેઓ આંસુ લુછતા આવ્યા અને ઘણી ધીરજથી મંગળાની સામે ઉભા રહી ગયા.

મંગળાએ કહ્યું: " એક વાત પુછી લઉં છું. ખોટું ન લગાડશો. વિમળા તમારી કોણ છે ? "

વિમળા મારી કોણ છે ? મારી પુત્રી છે, બીજી કોણ ? "



" હા, હું તમારા મોંએથી આ જ વાત સાંભળવા ઇચ્છતી હતી. તમે તેને હંમેશાં તમારી પુત્રી જ માનતા રહેજો. તેના લગ્નને માટે મેં જે જે તૈયારીઓ કરી છે. તેમાં કાંઇ ઓછું ન કરતા. " " તેની કાંઇ ચિંતા ન કર. ઇશ્વરની ઇચ્છા હશે, તો ધાર્યા કરતાં પણ વધારે ધામધૂમથી તેનું લગ્ન કરીશ. " " તેને વાર તહેવારે તેડાવતા રહેજો. જો, જો, ભૂલતા નહિ." " હા, હા, આમાં તારે મને કંઇ કહેવું પડે એમ નથી. મંગળાએ કંઇક વિચાર કરીને કહ્યું " લગ્ન આ જ વરસે કરી નાખજો. "

" આ વરસે કેવી રીતે થશે ? "

" આ માગશર મહીનો છે, જેઠ મહિનામાં પણ લગ્ન છે. જેઠ મહિનામાં લગ્ન કરી શકાશે. "

" ઠીક, બની શકશે, તો આ જ વરસે કરી નાખીશ. "

" બની શકવાની વાત્ત નહિ, જરૂર કરી નાખજો. "

" વારૂ, કરી નાખીશ, "

" બસ, હવે મને સંતોષ થયો. હવે હું આજે મરૂ તો પણ મને કંઇ ચિંતા નથી. "

મંગળાના મૃત્યુથી રમણુલાલનું જીવન ઘણું ઉદાસીન અને અનિયમિત બની ગયું. તેમણે લોકો સાથે હળવું મળવું પણ બંધ કરી દીધું. કેટકેટલા દિવસો સુધી કોર્ટમાં પણ ન જતા. જતા તો ન છુટકે જ. તેમને ખાવા પીવામાં પણ અરુચિ થઇ ગઈ. તેઓ રાતદિવસ શોકમગ્ન રહેતા હતા.

વિમળા પોતાના " પિતા " ની આ દશા જોઇ જોઇને મનમાં દુઃખી થતી અને દિલાસાથી અને અન્ય ઉપાયોથી તેમના મનને આનંદ આપવાનો બની શકતો પ્રયત્ન કર્યા કરતી.

તે તેમને માટે જાતજાતની સ્વાદિષ્ટ ચીજો બનાવતી અને તેમને આગ્રહ અને આજીજી કરી કરીને જમાડતી હતી. જ્યાં સુધી તેઓ જમી ન લેતા, ત્યાં સુધી પોતે કાંઈ પણ ખાતી નહિ. ગરમીના દિવસો હતા એટલે રાતના ઘણે મોડે સુધી તેમની પથારીમાં તેમના પગ પાસે બેઠી બેઠી પંખો નાખ્યા કરતી. અને જ્યાં સુધી તેઓ ઉંઘી ન જતા, ત્યાં સુધી પોતે પણ સુવા ન જતી. તેઓ જરા પણ માથાના દુ:ખાવાની ફરીયાદ કરતા તો તે તરત જ તેમના કપાળ પર મલમ ઘસતી.

ધીમે ધીમે રમણલાલના હૃદયમાં મંગળા કેવળ એક સુખની સ્મૃતિ જ રહી ગઇ.

એક દિવસ રમણલાલે વિમળાને મંગળાના બધા દાગીનાઓ આપી દીધા. મંગળાનો આ અંતિમ આદેશ હતો. વિમળા હર્ષથી ફુલી ન સમાઇ. તેણે તે દિવસે ખુબ શણગાર સજ્યો અને બધાં આભૂષણો પહેર્યાં.

જ્યારે સાંજને સમયે રમણલાલ કોર્ટમાંથી આવ્યા, ત્યારે તે તેમની સામે કંઇક લજાતી અને કંઇક હસતી જઇને ઉભી રહી ગઈ.

રમણલાલે તેના તરફ સતૃષ્ણ આંખોએ જોયું. વિમળા તરફ હવે તેમના મનમાં એક નવો જ ભાવ અંકુરિત થતો જતો હતો. મંગળા જ્યાં સુધી જીવતી હતી, ત્યાં સુધી તે તેમના વિમળા પ્રત્યેના પિતા-પુત્રીભાવને સજગ અને પુષ્ટ કરતી રહેતી હતી પણ હવે મંગળા ન હતી. તેથી તે ભાવ દિવસે દિવસે શિથિલ થતો જતો હતો. મંગળાની હાજરીમાં વિમળા તેમની " પુત્રી " હતી; પરંતુ તેની ગેરહાજરીમાં તે એક રૂપવતી યુવતી હતી.

સરલ-હૃદયા વિમળાને આની રતિભર પણ ખબર ન હતી કે " પિતાજી " ના ભાવોમાં શું પરિવર્તન થાય છે. તેને મન તો

તેઓ " પિતા " જ હતા. તે પુરુષોના સ્વભાવથી અનભિજ્ઞ હતી. સ્ત્રીના જીવનમાં અવસ્થાની સાથે સાથે માતૃત્વનો ભાવ દૃઢ થતો જાય છે, તે એટલે સુધી કે એક સમય એવો આવે છે કે, જ્યારે સ્ત્રીની દૃષ્ટિમાં યુવક માત્ર પુત્ર–તુલ્ય બની જાય છે. તેના મનમાં વિકારનો લેશ પણ રહેતો નથી. પણ પુરુષોમાં આ ભાવ કદી આવતો નથી. તેની કર્મેન્દ્રિઓ ક્રિયા–હીન ભલે થઇ જાય, પણ વિષયવાસના છેક નાશ નથી પામતી.

રમણલાલ વિમળાને સતૃષ્ણ આંખો વડે જોતા રહ્યા. વિમળા તેમનો ભાવ સમજી ન શકી.

રમણલાલે કહ્યું: " વિમળા તને જોઇને મને મંગળાની તે સમયની યાદ આવે છે જ્યારે તે લગ્ન પછી પહેલ વહેલા અહીં આવી હતી. તદ્દન તારા જેવો જ ચહેરો હતો—આવો જ ગોરો રંગ, આવું જ પ્રસન્ન મુખ, આવાં જ કોમળ ગાત્રો અને આવી જ જાદુભરી આંખો. તે ચિત્ર હજી સુધી મારા હૃદય–પટ પર દોરાયેલું છે. મંગળા તો ચાલી ગઇ; પણ ઇશ્વરે તારા સ્વરૂપમાં મારી મંગળા મને પાછી આપી દીધી. હું આટલો મહાસદ્‌ભાગી."

" તમારે માટે પાણી અને પાન–સોપારી લઇ આવું ? "

" લાવજે, પણ હમણાં તો મારી પાસે બેસ. હું ઘણો દુ:ખી છું. તેં મારા શોકને ભૂલાવી દીધો છે. ખરૂં જોતાં તેં મને જીવાડી દીધો છે, નહિ તો મને આશા ન હતી કે મંગળાની પાછળ હું જીવતો રહીશ. તેં મને પ્રાણ–દાન દીધું છે. નથી જાણતો કે તારા ગયા પછી મારી શી દશા થશે ? "

વિમળાએ સંકોચાતાં સંકોચાતાં પૂછ્યું: " લગ્નની એવી શી ઉતાવળ છે ? "

" ઉતાવળ કેમ નહિ ? લોકો વાતો કરે. "

" ભલેને વાતો કરે. હું તો અહીં જ રહીને તમારી સેવા

કરતી રહીશ. ” “ નહિ, વિમળા, મારે માટે તું શા માટે દુઃખી થાય ? હું અભાગિયો છું. જ્યાં સુધી જીંદગી લખી છે, ત્યાં સુધી જીવીશ; ભલે રડીને જીવું. હસવાનું તો મારા નશીબમાંથી બંધ થઇ ગયું છે. તેં મારી આટલા દિવસો સુધી સંભાળ લીધી, એ જ શું ઓછો ઉપકાર કર્યો છે ? હું એ જાણું છું કે તારા ગયા પછી કોઇ મારી ખબર લેનાર નહિ રહે, આ ઘર વેરાન બની જશે, અને હું આ ઘરમાં નહિ રહી શકું. મારે ઘર છોડીને ચાલ્યા જવું પડશે. બીજું શું કરૂં ! લાચાર છું. તારા વિના હું એક ક્ષણભર પણ અહીં નહિ રહી શકું. મંગળાની ખાલી જગ્યા અત્યાર સુધી તેં પુરી, હવે તારી જગ્યા પુરનાર કોણ છે ? ”

“ શું આ વરસે લગ્ન અટકી નહિ શકે ? હું તમને આવી દશામાં છોડીને નહિ જાઉં. દુઃખમાં હું તમને કામ નહિ આવું તો બીજા કયા વખતે આવીશ ?”

રમણલાલે આ જ શબ્દોની આશા રાખી હતી. તેમણે પોતાના વિકાર ઉપર પુત્રી–પ્રેમનો પડદો બરાબર કુશળ નાટકીય ઢબથી બીછાવી દીધો હતો. “ ઠીક છે, એમ જ કરવું પડશે. ” રમણલાલે મનમાં ખુશી થતાં થતાં કહ્યું. તેમનો એક દાવ સફળ થયો હતો, હવે તેઓ બીજો દાવ કેવી રીતે રમવો તેનો વિચાર કરવા લાગ્યા.

રમણલાલ હવે વિમળાને પોતાની દ્રષ્ટિથી જોઇ શકતા જ ન હતા. વિમળા હવે મંગળાની બહેન અને તેમની સાળી હતી. તેમની સાથે પોતે લગ્ન કરી શકશે. લોકો હસે તો ભલે હસે; પણ જીંદગી તો આનંદથી વીતશે.

તેમની ભાવનાઓ કદી આટલી ઉલ્લાસમયી ન હતી. તેમને પોતાનાં અંગોમાં ફરીથી જુવાનીની સ્ફુર્તિનો અનુભવ થતો હતો.

તેઓ વિચાર કરતા કે વિમળાને હું મારી પુત્રી ગણતો હતો; પણ તે મારી સગી પુત્રી તો હતી જ નહિ. આ પ્રમાણે ગણવાથી શું થાય છે? કોણ જાણે, ઇશ્વરની આવી જ ઇચ્છા હશે; નહિ તો વિમળા અહીં આવત જ કેમ? અને મંગળા મરત જ કેમ? ઇશ્વરે આ જ ઇચ્છાથી અમારો સંયોગ નિર્મેલો હશે. તેની લીલા તો અપરંપાર છે. તેની ઇચ્છા વિરૂદ્ધ કામ કરવાની આપણામાં શી શક્તિ?



એક દિવસ રમણલાલ પોતાને સાસરે ગયા. તેમની સાસુને તો મનગમતી તક મળી ગઇ. તેને ચાર છોકરાં હતાં અને ઘરમાં કાંઇ પુંજી ન હતી. મંગળા ગુજરી ગઇ હતી અને હવે જો રમણલાલનું લગ્ન ક્યાંક બીજે ઠેકાણે થઇ જશે તો પછી તેમની સાથેનો સંબંધ જ તુટી જશે. જો તેની સાથે વિમળાનું જ લગ્ન કરી દેવામાં આવે, તો સંબંધ પણ ચાલુ રહે અને જીંદગી સુધી ખાવાપીવાની ચિંતા ટળી જાય. તે આ જ ચિંતામાં પડેલી હતી, એટલામાં જમાઇરાજ પોતે જ આવી પહોંચ્યા.

જાણે દેવ પોતે વરદાન આપવા આવ્યા હોય ને!

સાસુએ જમાઇને સીફતથી વાત કરી. આંધળો શું માગે? બે આંખો જ. જમાઇએ જાણે અનિચ્છાએ અને નિરૂપાય થઇને સાસુ ઉપર ઉપકાર કરતા હોય તેમ સાસુની પ્રાર્થના સ્વીકારી લીધી.

રમણલાલ પોતાને ઘરે આવ્યા અને વિમળાને તેના પિતાના ઘરે મોકલી આપી.

∵ ∵ ∵

મા દીકરીએ રમણલાલ સંબંધી કેટલીક વાતો કરી. માએ તેમના અદ્દભુત પત્ની–પ્રેમ અને "પુત્રી–પ્રેમ"ની પ્રશંસા કરી અને કહ્યું: "મને તો બ્હીક લાગે છે, કે તારૂં લગ્ન થઇ ગયા પછી તે શોકાતુર થઇને આપઘાત કરી બેસશે, કે સાધુ

થઇ જશે. દીકરી ખરી વાત તો એજ છે, કે તેઓ તને જ જોઇને જીવે છે. જેવી તું જઇશ, તેવું જ તેમનું સત્યાનાશ થઇ જશે. તેમની જીંદગી બચાવવી એ તારા હાથમાં છે અને તેમ કરવાની તારી ફરજ છે. તું તેમની સાથે લગ્ન કરીને, હંમેશ માટે તેમની સાથે જ રહે અને તેમને સુખી કર." "હટ, મા, ગાળ આપે છે? તેમણે મને પુત્રી કરીને રાખી છે. હું પણ તેમને મારા પિતા . . ."

"ચુપ રહે, ગાંડી, કહેવાથી શું થાય છે?" "અરે, વિચાર તો કર, મા. કેવી બેઢંગી વાત છે!" હું તો લાજની મારી જ જાઉં છું. તેમની સામે જોઇ જ ન શકું. તેઓ પણ કદી હા નહિ પાડે. હા પાડવા જેવી કોઇ વાત પણ હોય તો બે?"

"તેની જવાબદારી હું મારે માથે લઉં છું. હું તેમની પાસે આ વાત કબુલ કરાવી લઇશ. તું કબુલ થઇ જા. યાદ રાખ, કે આ તે માણસનો જીવ બચાવવા માટેનું લગ્ન છે, જેના સિવાય દુનિયામાં અમારૂં બીજું કોઇ નથી. વળી તેણે તને હમણાં સુધી પાળી–પોષી પણ છે. તેનો બદલો વાળવો એ તારી ફરજ છે."

ત્યાર પછી બીજી વાતચીતમાં ચતુર માતાએ કંઇ એવી શબ્દજાળ બીછાવી, કે સરળ બાલિકા તેમાંથી નીકળી ન શકી

વિમળા આજે રમણલાલના ઘરમાં તેમની "વહુ" બનીને આવી ગઈ છે. રમણલાલનો ભપકો અને આનંદોલ્લાસ આજે જોવા જેવાં છે. તેમણે નવયુવાન "વર"ના જેવોજ સ્વાંગ સજ્યો હતો!

રાત પડી ચુકી હતી. વિમળા વસ્ત્રાભૂષણોથી લદાઇને જમીન પર માથું નીચું રાખીને બેઠી હતી. તેને કોઇ જાતની ઉત્કંઠા ન હતી. તે એ જ વિચાર કરતી હતી કે હું તેમની સામે મોં કેવી રીતે બોલી શકીશ . . . હું તેમના સાથે પુત્રી તરીકે રહી છું. હવે હું પુત્રીમાંથી પત્ની બની છું. હું તેમની સાથે પત્ની તરીકે કેવી રીતે રહી શકીશ? એટલામાં રમણલાલ અંદર આવ્યા. વિમળા ઉઠીને

ઉભી થઈ. તેને એટલી લજ્જા આવી કે તેને ઇચ્છા થઇ કે ક્યાંક નાસી જાઉં—બારીમાંથી નીચે કુદી પડું. રમણુલાલે તેનો હાથ પકડી લીધો અને તેને પોતાની પાસે ખેંચીને કહ્યું: "વિમળી મારાથી ડરે છે!" વિમળા કંઈ ન બોલી. તે મુર્તિની માફક સ્થીર થઇને ઉભી રહી. તેનું ગળું ભરાઈ આવતું હતું. ભાગ્યની આ નિર્દય લીલા તેનાથી સહન થતી ન હતી. રમણુલાલે ફરીથી પુછ્યું: "વિમળી, બોલતી કેમ નથી? તારે ખુશી થવું જોઇએ કે તું હવે મારી પત્ની . . . ."

એકાએક રમણુલાલ ચોંકી ઉઠયા. તેમની આંખો ભયથી પહોળી થઇ ગઈ અને બંને હાથ પાછા ખેંચાઇ ગયા. તેઓ બે ડગલાં પાછળ હઠી ગયા. બારીમાંથી મંગળા અંદર ડોકીયું કરતી હતી? તે મંગળા જ હતી—જાણે સદેહ, સાકાર, સજીવ!! તેની આંખોમાં ક્રોધ અને તિરસ્કાર ભરેલો હતો.

રમણુલાલે કંપતા ભાંગ્યા તુટયા અવાજે કહ્યું "વિ. . મ. . ળા જો, તો, આ કોણ છે?"

વિમળાએ પણ ગભરાઇને બારી તરફ જોયું. તેને કાંઇ દેખાયું નહિ. તેણે કહ્યું: "શું છે! મને તો કાંઈ નથી દેખાતું!"

"ઇશ્વર જાણે છે, કે મંગળાનું ભૂત બારીમાંથી ડોકીયું કરતું હતું પણ હવે તે અદ્રશ્ય થઈ ગયું છે. મારાં તો રૂંવાડે રૂંવાડાં ઉભાં થઇ ગયા!"

વિમળાએ ડરતાં ડરતાં કહ્યું: "મારી "મા" નું ભૂત? ત્યારે તો હું અહીં નહિ રહું!"

"નહિ, નહિ, વિમળા, એ તો મને ભ્રમ થયો. આજનો દિવસ કેટલો આનંદમય છે કે મારી વિમળા હંમેશને માટે મારી જ થઇ ગઇ. હવે આપણે . . ."

આમ કહેતાં કહેતાં રમણુલાલ પાછા ચોંકી ઉઠયા. પાછી

તે જ મુર્તિ બારીમાંથી અંદર જોતી હતી. જાણે સદેહ, સજીવ મંગળા ! આ વખતે તેની આંખોમાં વચનભંગ થવા માટેનો, અધર્મ કરવા માટેનો ઠપકો ભર્યો હતો. રમણુલાલે કંપતા કંપતા કહ્યું: " વિમળા, જો પાછું તેમ જ થયું. જો મંગળા સામે બારીમાંથી ડોકીયું કરે છે."

વિમળા સામે જોવાની હિંમત ન કરી શકી. તેણે ડરતાં ડરતાં કહ્યું " હું આ ઘરમાં નહિ રહું, ચાલો બહાર ચાલો." ત્યાર પછી તેણે રડતાં રડતાં કહ્યું: " બાપુજી, તમે મારી "બા"નું છેલ્લું વચન માન્યું નહિ તેથી તેમનો આત્મા દુઃખી થાય છે. મને તો કોઇ અમંગળ બનવાની શંકા થાય છે."

એટલામાં કોણ જાણે કયાંથી જાણે આકાશવાણી થઇ હોય તેમ એવો અવાજ રમણુલાલના સાંભળવામાં આવ્યો " વિમળા તમારી પુત્રી છે, ખબરદાર ! પાપમાં પડશો નહિ."

રમણુલાલે બંને કાનો આંગળી વતી બંધ કરી લીધા. બ્હીકથી થરથર કંપતાં કંપતાં તેમણે કહ્યું " વિમળા, અહીંથી ચાલ, કોણ જાણે કયાંથી અવાજો આવે છે."

" વિમળા તમારી પુત્રી છે ! ખબરદાર ! પાપમાં પડશો નહિ." આ વાકય સેંકડો ઠેકાણેથી એક સાથે બોલાતું રમણુલાલને સંભળાયું.

વિમળાએ રડતાં રડતાં પુછયું: " તમારા કાનમાં કેવો અવાજ આવે છે ? મને તો કંઇ સંભળાતું નથી."

"શું કહું, કહેતાં શરમ આવે છે."

"જરૂર એ "મા"નો જ આત્મા છે. મા, મારા ઉપર દયા કરો હું તદ્દન નિર્દોષ છું."

" પાછા તે જ અવાજો આવે છે. ઓ ઇશ્વર ! કયાં જાઉં ? મારાં તો રોમે રોમમાંથી એનો એ જ અવાજ ગુંજી ઉઠે છે. વિમળા, મેં ખોટું કર્યું. મંગળાના આદેશની ઉપેક્ષા કરીને મેં મારા જીવનમાં ઝેર ભેળ્યું. કયાં જાઉં, શું કરૂં ? મંગળા મને માફ કર. ઓ પ્રભુ !"

આમ બોલતાં બોલતાં રમણુલાલ બેબાકળા થઇને દોડયા. પોતાના દિવાનખાનામાં આવતાં તેઓ પડી ગયા. તેઓ બેભાન થઇ ગયા. વિમળા પણ તેમની પાછળ દોડી ગઇ.

# સ્નેહ-દ્રોહી

મ્હારો વિચાર થાય છે કે ન જાણે, સુભદ્રા ! ત્રણ વર્ષ શી રીતે જશે ? કેશવે કહ્યું.

" પણ ત્રણ વર્ષ પછી જીવન પર્યંતની નીરાંત તો થઇ જશે ! અનંત સુખની આશામાં એ ત્રણ વર્ષનો વિયોગ હું સહન કરી લઇશ " સુભદ્રાએ કહ્યું.

પતિ પત્નીના વિવાહિક જીવનની આ પહેલી જ વર્ષમાં હતી. કેશવ મુંબઇ યુનિવર્સિટિનો એમ.એ. હતો અને મુંબઇમાં કૉલેજમાં પ્રોફેસરની જગ્યા પર હતો. આથી કેશવે સંતોષ માન્યો હતો.

પણ સુભદ્રાની મહત્ત્વાકાંક્ષાની સીમા નહતી. તે તો કેશવને ઇંદ્રાસન પર બેસેલો જોવા ઇચ્છતી હતી. તે કેશવની ઉપાસક હતી. તેથી તેને તેના ઉપાસ્યને ઉંચે ચઢાવવાની ઉત્કંઠા હતી.

તેથી કેશવે વિલાયત જઇ ઉંચો અભ્યાસ કરી આવવાનું કબુલ્યું નહિ ત્યાં સુધી સુભદ્રાએ દમ પણ લીધો નહિ. કેશવે

વિલાયત જવાનો પોતાનો વિચાર માતાપિતાને જણાવ્યો. તેમણે તથા અન્ય સગાંસંબંધીએ પોતાનો વિરોધ દર્શાવ્યો. પણ તેણે તેનો વિચાર ફેરવ્યો નહિ. છેવટે તેઓ સહમત થયાં, અને તૈયારીઓ થવા લાગી. કેશવને વળાવવા સૌ સ્ટીમર પર આવ્યાં. સુભદ્રાનું મન એક ક્ષણ માટે ચળ્યું. હા! કોણ જાણે છે કે આ ત્રણ વર્ષમાં શું શું થશે? કહું કે ન જાઓ, વ્હાલા! થોડું ખાઇશું, થોડું પ્હેરીશું, થોડી મોજ કરીશું; પણ રડી રડીને દિવસો તો નહિ કાઢવા પડે? નિર્દયી ત્રણ વર્ષ જશે શી રીતે!

પણ મહા મુશીબતે આવા નિરાશાજનક ભાવોને તેણે દૂર કર્યા અને કંપિત સ્વરે તેણે કહ્યું: "વ્હાલા! તમે તો સ્ટીમરમાં બેસતાં જ મને ભૂલી જશો અને હું રડી રડીને દિવસો ગાળીશ. કેવળ સ્મૃતિઓ જ મ્હારા જીવનનો આધાર રહેશે."

"સુભદ્રા! હું તને નહિ ભૂલું. અભ્યાસ પુરો થતાં પહેલી જ સ્ટીમરે તારી પાસે આવીશ. પ્રભુ સૌ સારૂં કરશે."

"પત્ર બરાબર લખતા રહેજો, હોં!"

"જરૂર લખીશ, દર અઠવાડીએ લખીશ." કેશવે શાંત્વન આપ્યું.

અશ્રુ સારતાં ઉભય પ્રેમીઓ વિખૂટાં પડયાં.

જેમ રોગી દિવસો કાઢે તેમ મહા મુશીબતે સુભદ્રાના દિવસો જતા હતા. પહેલા પાંચ છ મહીના તો કેશવના પત્રો બરાબર આવતા રહ્યા. પણ એટલેથી સુભદ્રાને સંતોષ ન થતો.

પત્ર આવે છે. તે પ્રસન્ન છે, કુશળ છે. આટલુંજ તેને માટે બસ ન હતું. તે પત્રો લખતી તેમાં વિરહ વ્યથા સિવાય તેને કંઇ ન સુઝતું. કદી કદી જીવને બેચેની લાગતી તો તે પસ્તાતી કે વ્યર્થ જવા દીધા. જો એક દિવસ હું મરી જાઉં તો એમનાં દર્શન પણ ન થાય.

પછીથી તો કેશવના પત્રોમાં વિલંબ થવા લાગ્યો. સુભદ્રા ચાર



પાંચ પત્રો લખતી ત્યારે કેશવ એકાદો લખતો, તે પણ ટુંકો અને બેકાળજીથી લખેલો. પહેલેથી છેલ્લે સુધીમાં "પ્રીયે" શબ્દનું નામ નહિ ! છેવટે પત્ર આવતો જ બંધ થઈ ગયો. સુભદ્રા અધીર થઇ ગઇ. તેણે વિલાયત જવા નિશ્ચય કર્યો. તે ગમે તે કષ્ટ સહન કરશે પણ કેશવને તો જોશે. આ વાતની તેને તે ખબર નહિ આપે, તેને બોલાવશે નહિ, પણ તે એક વાર ધરાઈને પોતાના પ્રિયતમને જોશે તો ખરી !

સુભદ્રાને લંડન આવે એક મહીનો થયો છે. સાધારણ લત્તામાં આવેલી એક બીલ્ડીંગમાં તેણે ઓરડી રાખી હતી. કેશવનું નિવાસસ્થાન ત્યાંથી નજીક હોવાથી જ તેણે આ લત્તો પસંદ કર્યો હતો. તેને આજીવિકાનો પ્રશ્ન નડતો ન હતો, પરંતુ સમય ગાળવા તે બે ત્રણ અમલદારોની સ્ત્રીઓને હિંદી સંગીત શીખવતી, તેમના કપડાં શીવી આપતી અને નજીવો બદલો લેતી.

કાલે તેણે કેશવને જોયો હતો. તેને જોઈ તેનું ચિત્ત તેને મળવાને ઘણું આતુર થઇ ઉઠયું હતું. લાવ દોડી જઇને તેને ગળે વળગી પડું અને પુછું "કેમ તમે અહીં આવતામાં જ બદલાઈ ગયા ને ? તમે વિદાય વખતે શું કહ્યું હતું તે યાદ છે ?" પણ તેણે મહામુશીબતે આ ભાવોને દબાવી દીધા.

સાંજ પડી હતી. સુભદ્રા બારી પાસે ખુરશી નાખી બેસી હતી. રસ્તામાં વિજળીની બત્તીઓ ઝગમગ બળતી હતી. ગલીમાં સ્ત્રીપુરૂષો સાથે વાતો કરતાં જતાં હતાં.

એકાએક તેની દ્રષ્ટિ કેશવ પર પડી તે ખુરશી પરથી ઉભી થઈ ગઇ તેને પ્રબળ ઇચ્છા થઈ કે જઇને કેશવને મળું. પણ તેની સાથે આ યુવતી કોણ છે ? અરે ! કેશવે તો એનો હાથ પકડયો છે, બંને વાતો કરતાં જાય છે. આ યુવતી કોણ હશે ? તેની કોઈ પ્રેમિકા તો નહિ હોય ? આ શંકાથી તેનું હૃદય કંપી ઉઠયું.

તે તુરત સજ્જ થઇને બહાર નીકળી. તે યુવતી કોણ છે ? તેમની વચ્ચે શો સંબંધ છે ? તેઓ શી વાતો કરે છે ? જાણવા તે સુભદ્રા ઇચ્છતી હતી. તેના પગ એટલી ઝડપથી ચાલતા હતા કે જાણે તે દોડે છે એમ જણાતું હતું. પણ કેશવ તથા યુવતી તેની નજરે પડતાં ન હતાં. તે ઘણે દૂર સુધી ચાલી ગઇ. પણ તેઓ જોવામાં ન આવ્યાં. સુભદ્રાએ વિચાર કર્યો કે આમ પત્તો નહિ લાગે. ઘેર જ જાઉં. બારીએથી જોઇશ. કેશવ અને પેલી યુવતી આ બાજુથી પાછા નીકળશે ત્યારે તેમની પાછળ જઇશ.

સુભદ્રા ઘેર આવી ત્યારે બાર વાગી ગયા હતા. ખાધા પીધા વિના તે બારી પાસે ખુરશી નાખી બેસી. એક વાગ્યો, બે વાગ્યા, પણ કેશવ પાછો આવતો ન દેખાયો.

તેને ખબર ન પડી કે તેને ક્યારે ઉંઘ આવી ગઈ.

એક દિવસ કેશવ સાથેની આંગ્લ યુવતી સુભદ્રાને ઘરે આવી. સુભદ્રાએ તેને ઓળખી લીધી અને તેને માથાથી પગ સુધી એવી દ્રષ્ટિથી નીહાળી કે જે દ્રષ્ટિથી સ્ત્રીઓજ નીહાળી શકે છે. તે સુંદર હતી, તેની આંખોમાં તેજ હતું તે તેજમાં આકર્ષણની અજબ શકિત હતી. સુભદ્રાએ તેની આગળ પોતાને હલકી તુચ્છ માની. તેણે તેના મનના ભાવો મનમાં દબાવી દીધા.

યુવતીએ સંકોચ તથા વિનયપૂર્વક જણાવ્યું કે " થોડા સમયમાં મારૂં લગ્ન થવાનું છે. હું મારો પોષાક હિંદુસ્તાની રાખવા ઇચ્છું છું. માટે તમે મને સારો પોષાક શીવી આપવાની મહેરબાની કરશો ? "

સુભદ્રાએ હસતાં હસતાં કહ્યું: " ભલે બ્હેન ! એવો અવસર ક્યાંથી ? "

" બ્હેન મેં તો પ્રતિજ્ઞા લીધી હતી કે લગ્નના બંધનમાં ન પડું; પણ મારા પ્રિયતમે મ્હારી પ્રતિજ્ઞા તોડાવી. હવે મને ખબર

પડી કે પ્રેમની બેડીઓ આટલી આનંદમયી હોય છે. બ્હેન ! તમારા પતિ શું કરે છે ?" "એ તો જર્મનીમાં છે, સંગીતના પ્રેમી છે. સંગીતના અભ્યાસ માટે ત્યાં ગયા છે. તમે કંઈ સંગીત જાણો છો ?" "બહુજ થોડું: કેશવને સંગીતનો બહુજ શોખ છે." કેશવનું નામ સાંભળતાં સુભદ્રાને એવું થયું કે જાણે વીંછીએ ડંખ માર્યો, તે ચોંકી પડી. "તમે કેશવને ઓળખો છો. ?" યુવતીએ પુછયું, "ના. ના. તે અહીં શું કરે છે ?" સુભદ્રાએ વાત ઉડાવતાં કહ્યું.

"તે અહીં અભ્યાસ કરે છે. હિંદુસ્તાનથી અહીં આવે તેને હજી એક વર્ષ પણ થયું નથી. તેજ અને બુદ્ધિની મૂર્તિ છે. સારા સારા પ્રોફેસરો તેને માટે માન ધરાવે છે. તેના ભાષણ જેવું સુંદર ભાષણ તો મેં કોઈનું સાંભળ્યું નથી. વળી તે સુંદર પણ છે. તમે તેમને જોયા નથી. જોઇ પ્રસન્ન થશો. લ્યો બેસો, બ્હેન ! ત્યારે હું કપડું લઇ સાંજના આવીશ." કહી યુવતી ચાલી ગઇ.

યુવતીના ગયા પછી સુભદ્રા હૃદયફાટ રડવા લાગી. તે કેટલી દુર્ભાગી, નિ:સહાય અને દુર્બળ છે તેનો અનુભવ તેને આજે થયો. તેને એવું માલુમ પડયું કે જાણે દુનીયામાં તેનું કોઈ નથી. હવે તેનું જીવન વ્યર્થ છે. તેને હવે જીવનમાં રડવા સિવાય શું બાકી રહ્યું છે ? તેની બધી જ્ઞાનેંદ્રિયો શિથિલ જેવી થઇ ગઇ. જાણે કોઈ ઉંચા વૃક્ષ પરથી પડી ગઇ ના હોય ! હા ! તેણે કેશવને અહીં શા માટે મોકલ્યો હતો ? શું પોતાનું સર્વનાશ કરવાને !

જુની વાતો તેને યાદ આવવા લાગી. કેશવની એ પ્રેમાતુર આંખો તેની સામે ખડી થઇ. તે સરળ, હસતી મૂર્તિ આંખો સામે ફરવા લાગી. નહિ, નહિ, કેશવનો આમાં શો દોષ છે ? બધો દોષ પેલી યુવતીનો જ છે ! તેણેજ પોતાની મીઠી વાતોની જાળથી તેને વશ કર્યો છે.

સુભદ્રાને દુ:ખ અને ઇર્ષાના આવેશમાં કંઇ શુદ્ધિ ન રહી.

દીવાનીની માફક તે ઓરડામાં ફરવા લાગી. ક્યારેક દાંત પીસતી તો ક્યારેક હોઠ. આંખોમાં એક તીવ્ર જ્વાળા ચમકી ઉઠી. જેમ જેમ કેશવના નિષ્ઠુર આઘાતનો વિચાર કરતી, તેમ તેમ તેનો બદલો લેવાને તેનું ચિત્ત વ્યાકુળ થઇ ઉઠતું. સહસા તેને એક ઉપાય સુઝી આવ્યો. હિંસાત્મક સંતોષથી તેનું ઉત્તેજીત મુખ વધારે કઠોર થઇ ગયું.

" કેશવે પોતાનાં લગ્ન થઇ ગયાની વાત તે યુવતીથી ગુપ્ત રાખી છે. પણ હવે હું તેના વિચારોને ધુળમાં મેળવી દઇશ. મેં તે યુવતીનું શરનામું કેમ પુછી ન લીધું. તેને ત્યાં જઇ આવી કેશવની નીચતા ખુલ્લી કરી દેત. તેનું પાંડિત્ય, પ્રતિભા અને પ્રતિષ્ટા ધૂળમાં મેળવીશ. ખેર! સાંજે તે યુવતી કપડું લઇ આવવાની છે ત્યારે વાત." આવા વિચારોથી સુભદ્રા શાંત થઇ.

સુભદ્રા આખો દિવસ યુવતીની રાહ જોતી બેઠી. જેમ જેમ વખત થતો જતો હતો તેમ તેમ તેના મનમાં અનેક તરંગો ઉઠવા લાગતા હતા. જેવાકે :

"કેશવ પાસે જઈ જઈ તેને કહી દઉં કે તમે ભયંકર હિંસક છો. મહાન ધૂર્ત છો એ મને ખબર ન હતી. તમે આ વિદ્યા શીખવા અહીં આવ્યા હતા! તમે એક અબળાને, જેણે તમને સર્વસ્વ અર્પણ કર્યું છે તેને દગો દો છો? તમારામાં મનુષ્યત્વ ક્યાં છે? મારે માટે તમે શો વિચાર કર્યો! હું આખી જીંદગી તમારા માટે રડતી રહું."

પણ સ્વમાન તેને તેમ કરતાં રોકતું હતું. જેણે તેની સાથે આવો વિશ્વાસઘાત કર્યો છે તેની પાસે તે કેમ જાય? પોતે તેને જોઇને પોતાનાં આંસુ રોકી શકશે કે નહિ તે વિષે તેને સંદેહ હતો અને કેશવની આગળ તે રડવા ઇચ્છતી ન હતી.

એકાએક ઓરડીના દ્વાર આગળ કોઇનો પગરવ સંભળાયો. તે કુદીને બહાર આવી. યુવતી કપડાનું પોટલું લઇ સામે ઉભી હતી.

સુભદ્રા તેને અંદર લઇ આવી. તમને કેશવે દગો દીધો છે, બ્હેન !" સુભદ્રાએ તુરત જ કહ્યું: "દગો ! દગો કેવો ? મને સમજણુ નથી પડતી બ્હેન ! તમે શું કહો છો.! યુવતીએ ગભરાતાં કહ્યું: "કેશવ તમને દગો દઇ તમારી સાથે લગ્ન કરવા માગે છે." "કેશવ એવો માણુસ નથી કે તે કોઇને પણુ દગો દે." "કેશવે તમને તેની બધી વાત કહી છે?" "હા." "કોઈ વાત નથી છુપાવી ?"



"ના, મને તો ખાત્રી છે કે તેમણે કંઇ છુપાવ્યું નથી."

"તમને ખબર છે કે તેનું લગ્ન થઈ ગયું છે અને તેની પત્નિ જીવિત છે ?"

"હા . . . તેમણે મને તે વાત પણુ કહી હતી."

"તે છતાં પણુ તમે તેની સાથે લગ્ન કરવા તૈયાર થયાં છો ?"

"તમે જો કેશવને એક વાર જોયા હોત, એક વાર તેમની સાથે વાત કરી હોત, તો મને આ પ્રશ્ન ન પુછત. એક તો શું પણુ અનેક સ્ત્રીઓ સાથે પણુ તેમણે લગ્ન કર્યા હોત તો પણુ હું તેમની સાથે લગ્ન કરવા અચકાત નહિ. તેના સિવાય બીજા કોઇ પર મારી આંખ ઠરતી નથી. જો હું તેમની સાથે લગ્ન ન કરૂં તો મારે જીવનભર અવિવાહિત જ રહેવું પડે. જે વખતે તે મારી સાથે વાત કરે છે ત્યારે મારો આત્મા ફૂલની માફક ખીલી ઉઠે છે. હું તેમાં પ્રકાશ અને વિકાસનો પ્રત્યક્ષ અનુભવ કરૂં છું. હું તો કેશવને નહિ છોડી શકું. તેનું લગ્ન થયું છે તે વાત ખરી છે પણુ તે સ્ત્રી સાથે તેનું મન મળ્યું જ નથી. તે કોઇ સાધારણુ અભણુ સ્ત્રી છે. તમે વિચાર કરો કે કેશવ જેવો વિદ્વાન, મનસ્વી પુરૂષ એવી સ્ત્રી સાથે શી રીતે રહી શકે ?"

સુભદ્રાનો ચહેરો ક્રોધથી લાલ થઇ ઉઠયો. કેશવે તેને કેટલા કાળા રંગોમાં ચીતરી છે. એ વિચારે તેનું લોહી ઉકળતું હતું.

મનમાં થતું કે આ ક્ષણે તેને ધુત્કારી દઉં પણ તે તેમ કરવાનું સાહસ ન કરી શકી. "કેશવે તેની આના સંબંધમાં તમને કંઇ નથી કહ્યું ? તે બિચારી શું કરશે ?" "ઘેર જઇને તે હવે તેને કહી દેશે કે, "હું અને તું હવે પતિ–પત્ની નહિ." તેના ભરણ–પોષણની તેની ઇચ્છાનુસાર તે ગોઠવણ કરી આપશે. આ સિવાય તે બીજું શું કરી શકે ! ઠીક ત્યારે, બ્હેન ! બેસો હું જઇશ." "ભલે, આવજો."

સુભદ્રા ઘણુંય ધારતી હતી કે આ બનાવ પર શાંત ચિત્તે કંઈ વિચાર કરૂં; પણ તેના હૃદયમાં એક તીવ્ર જ્વાળા બળતી હતી. જે કેશવને માટે તે પોતાના પ્રાણની પણ પરવા કરે તેવી ન હતી, આ જ તે જ કેશવ તેને ઠોકરે મારે છે. આ આઘાત એટલો કઠોર હતો કે તેની ચેતનાની બધી કોમળતા મૂર્છિત થઇ ગઇ. તેનું એકેએક અણું બદલો લેવા વિહ્વળ થઇ ઉઠતું. શું પુરૂષને બધીય વાતે છુટ ? તેમને લગ્નના ઉંચા આદર્શની પરવા જ નહિ ?

ઘડીકમાં તેને વિચાર થઇ આવતો કે કેશવ પાસે દોડી જાઉં અને તેના જીવનનો અંત લાવી દઇ પેલી યુવતી સાથે લગ્ન કરવાની તેની બાજી ધૂળમાં મેળવી દઉં. શું હું તેમ કરવાને દુર્બળ છું ? શું એટલું સાહસ પણ મારામાં નથી !

તેનો પ્રેમ એ કેવળ પ્રપંચ હતો. તે ફક્ત પોતાની વાસનાઓની તૃપ્તિને માટે જ મારી સાથે પ્રેમનો ખોટો દેખાવ કરતો હતો. અને હવે તે મને તજી બેઠો ! તેનો વધ કરવો એ શું મારૂં કર્તવ્ય નથી ? પછી મારા જીવનનો પણ અંત લાવીશ, પછી રડી રડીને આમ અધમ જીવન તો નહિ ગાળવું પડે ?

આ છેલ્લા વિચારથી સુભદ્રા ઉત્તેજીત થઇ ગઈ.

∴ ∴ ∴

જે સમયે કેશવ તથા પેલી યુવતીનાં લગ્ન થતાં હતાં તે

સમયે સુભદ્રા છુપાવેલી પીસ્તોલ લઇને ત્યાં ગઈ તો ખરી પણ ત્યાં જતાં તેની હીંસાની કલ્પના એકાએક શાંત થઈ ગઈ. તેને હવે કેશવ તરફ આવિરક્તિ થઇ ગઈ હતી. સુભદ્રાની હિંસા–કલ્પનામાં એક પ્રકારનું મમત્વ હતું. તેનો કેશવ–તેનો પ્રાણવલ્લભ. બીજી કોઇનો થઇ ન શકે પણ હવે તે મમત્વ રહ્યું નહિ. તે હવે તેનો નથી. તેને હવે તેની પરવા નથી. તેના પર હવે ભલે ગમે તેનો અધિકાર હોય.

સુભદ્રાને પોતાના હૃદયમાં એક પ્રકારની શૂન્યતાનો અનુભવ થતો હતો. તે ત્યાંથી ચાલી ગઇ.

બીજે દિવસે યુવતી સુભદ્રાને મળવા આવી. સુભદ્રાએ માથું ઉંચુ કરી તેની સામે જોયું. તેને લાગ્યું કે જાણે કોઇ કવિની કલ્પના મૂર્તિમંત ન થઈ હોય ? તેની રૂપ—છબી અહીં હતી. પ્રેમની વિભૂતિ તેના રોમેરોમમાંથી પ્રદર્શિત થતી હતી. સુભદ્રા દોડીને તેને ગળે વળગી પડી. જાણે તેની નાની બ્હેન ન હોય !

" તમે કાલે લગ્ન–મંદિરમાં ન આવ્યાં ?"

" આવી તો હતી. "

" તો મેં તમને કેમ ન જોયાં ? "

" હું દૂર ઉભી હતી. "

" કેશવને જોયા. "

" હા. "

" કેમ, મેં તેનાં વખાણ કર્યા હતાં તેમા કંઈ જુઠું કહ્યું હતું ? "

" મેં તમારી આંખોથી નહિ પણ મારી આંખોથી જોયા. મને તો તે તમારે યોગ્ય ન લાગ્યા. તમને ઠગી લીધાં. "

યુવતીએ હસીને કહ્યું: " વાહ ! હું ધારૂં છું કે મેં તમને ઠગ્યા છે. માફ કરજો, હું તમારો વખત ઘણો બરબાદ કરૂં છું. કેશવ

બહાર ઉભા છે. તેમને બોલાવું ?" "બોલાવો." કેશવ ઓરડામાં દાખલ થયો. સુભદ્રાને જોઈ થોડીક વાર તે ચમક્યો અને પછી પાછો ખસી ગયો. સુભદ્રા ગંભીર, શાંત નિશ્ચયથી પોતાની જગ્યા પર ઉભી રહી. પછી કોઇ અપરિચિત વ્યક્તિને બોલાવતી હોય તેમ તે બોલી " આવો મી. કેશવ, હું આપને આવી સુશીલ, વિદુષી રમણી મેળવવા માટે અભિનંદન આપું છું." સુભદ્રા પોતાને આમ અચાનક મળશે તેવો કેશવને સ્વપ્નેય ખ્યાલ ન હતો. સુભદ્રાના મુખ પર આશ્ચર્ય, ગભરાટ કે દુઃખનું એક પણ ચિન્હ જણાતું ન હતું. કેશવ તેના આ અકસ્માત મિલન ઉપેક્ષાને માટે તૈયાર ન હતો. તે પરાસ્ત અને નિરૂત્તર થઇને એક ખુરશી પર બેશી ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

પેલી યુવતીએ કૃતજ્ઞતાનો ભાવ પ્રગટ કરવાના હેતુથી કહ્યું: " આ બ્હેને મારાં કપડાં શીવી આપ્યાં હતાં. તેમના પતિ જર્મનીમાં છે."

કેશવે આંખો ફાડીને જોયું પણ તેનાથી કાંઇ બોલાયું નહિ.

યુવતીએ ફરીથી કહ્યું: " બીચારી કપડાં શીવી પોતાનો નિર્વાહ ચલાવે છે."

કેશવ આ વાત સાંભળીને પણ કાંઇ બોલી ન શક્યો પણ સુભદ્રાએ હસીને કહ્યું: " મારા પતિ મારી સાથે રૂઠયા છે."

'તમારા પતિ તમારા પર રૂઠયા છે ? આશ્ચર્ય !" યુવતીએ કહ્યું:

સુભદ્રાએ પ્રસન્ન મુખથી કહ્યું: " પુરૂષ પ્રકૃતિ જ આશ્ચર્યનો વિષય છે. ચાહે તેમ કરવા તેને છુટ છે."

યુવતીએ ફરી કેશવ તરફ પ્રેરણા-પૂર્ણ દ્રષ્ટિથી જોયું પણ કેશવ કાંઇ બોલ્યો નહિ. તેના હૃદય પર આ નવો આઘાત હતો. યુવતીએ તેને શાંત જોઇને કહ્યું: " કેશવ સ્ત્રી અને પુરૂષ બંનેને સમાન અધિકાર આપવાના હિમાયતી છે." કેશવ તરંગોમાં

ડુબતો જતો હતો. આ તણખલાંની મદદથી તેને હિંમત આવી. તેણે કહ્યું: "હા, હું માનું છું કે લગ્ન એક પ્રકારનો સંબંધ માત્ર છે. બંને પક્ષોને અધિકાર છે કે તે ઇચ્છે તો તે સંબંધ તોડી નાખે." સુભદ્રાએ કહ્યું "તોડવાને કારણ તો જોઈએ ને ? જ્યારે કોઇને એવો અનુભવ થાય કે આ બંધનથી મુક્ત થઇને



હું વધારે સુખી થઈશ તો તે કારણ બસ છે. સ્ત્રીને જો એમ લાગે કે તે બીજા પુરૂષની સાથે . . . ."

સુભદ્રાએ વાત કાપતાં કહ્યું: "માફ કરજો, મી, કેશવ મારામાં એટલી બુદ્ધિ નથી કે આ વિષય ઉપર તમારી સાથે હું વાદવિવાદ કરૂં. આદર્શ સંબંધ તો તે જ છે કે જે જીવન પર્યંત ટકી રહે. લગ્નનો સૌથી ઉંચો આદર્શ તેની પવિત્રતા અને સ્થિરતા છે. પુરૂષે સદાય તે આદર્શને તોડયો છે; જ્યારે સ્ત્રીઓએ તે નભાવ્યો છે. હવે પુરૂષોના અન્યાય અને અત્યાચાર સ્ત્રીઓને ક્યાં લઈ જશે તે નથી કહી શકાતું."

આ ગંભીર અને અવિવાદગ્રસ્ત કથને વિવાદનો અંત આણ્યો. સુભદ્રાએ ચહા તૈયાર કરી અને ત્રણે જણે તે પીધી.

પછી ઉઠતાં કેશવે કહ્યું—ના કેશવથી કહેવાઈ ગયું. "કંઈ કામ હોય તો જરૂર કહેજો."

"તમારો ઉપકાર." સુભદ્રાએ કહ્યું.

બંને જણાં ત્યાંથી વિદાય થયાં.

કેશવનો દિવસ તો જેમ તેમ બેચેનીમાં ગયો પણ રાત શી રીતે જાય ? કેશવે વિચાર કર્યો, લાવ, જઇને સુભદ્રાને મળું, તેની માફી માગું, તેને પગે પડું. તે મને જરૂર ક્ષમા કરશે.

કેશવ હિંમત લાવીને સુભદ્રાના ઘર તરફ ચાલ્યો.

કેશવ બંને પગોમાં હિંમત ભરી સુભદ્રાના મકાનમાં ગયો. સુભદ્રાની ઓરડીનાં બારણાં ખખડાવ્યાં પણ કોઇએ જવાબ ન

આપ્યો. તેણે ઉંચું જોયું તો ઓરડીને તાળું મારેલું હતું. "સુભદ્રા ક્યાં ગઇ છે.?" તેણે પાડોશની સ્ત્રીને પુછયું. "તે તો આજ અહીંથી ચાલી ગઇ." "ચાલી ગઇ ? ક્યાં ?" "એ તો મને ખબર નથી." "સામાન ખાલી કરીને ગઈ છે ?" "હા, એક ન્હાનું પોટલું તેની એક સખી માટે મુકતી ગઈ છે. તે પર " મીસીસ કેશવલાલ મહેતા " લખ્યું છે. તેણે એમ કહ્યું હતું કે જો આ નામની સ્ત્રી અહીં આવે તો તેને આ પોટલું આપી દેજો."

"હુ મી. કેશવલાલ છું. તમેં મને તે આપશો હું તે મારી પત્નીને આપી દઇશ."

"હા, ખુશીથી." કહી તે સ્ત્રીએ એક પોટલું કેશવને આપ્યું. કેશવ તે લઇને દોડવા લાગ્યો. પોટલામાં શું હશે, તે જાણવા તેનું હૃદય વ્યાકુળ થયું હતું. ઘેર જઇને ખોલી જુએ તેટલી તેનામાં ધીરજ રહી ન હતી. એક બત્તી પાસે તે બેસી ગયો અને કંપતા હાથે તેણે પોટલી ખોલી. તેનું હૃદય ધડકતું હતું.

પોટલીમાં એક પીળા રંગની સાડી (પાનેતર), એક કંકુની ડબી, એક જોડી ચુડી અને કેશવનો એક ફોટો હતો. સાથે એક પત્ર પણ હતો. તેમાં લખ્યું હતું.

બહેન,

તમારા પતિ કેશવલાલ એક વખત મારા પતિ હતા. પણ મારા દુર્દૈવે તેમને મારી પાસેથી હરી લીધા અને તમને સોંપી દીધા. તેઓ મારે માટે તો સ્નેહ–દ્રોહી નીવડયા. પુરૂષ–પ્રકૃતિ જ એવી છે. પણ સ્ત્રી પ્રકૃતિ એવી નથી. તે તો પોતાના પ્રેમ પાત્રને માટે ગમે તેવો ત્યાગ પણ કરી શકે છે. હું પણ એમજ કરૂં છું.

મારા ભાગ્યમાં લખ્યા પ્રમાણે થયું. તેમાં કોઇનો દોષ નથી. મારી એ જ ઇચ્છા છે, કે તમારૂ સૌભાગ્ય અખંડ રહે. હું મારૂં સૌભાગ્ય આ સાથે તમને સોંપું છું તે સાચવજો. કેશવલાલ તમારા

પ્રત્યે સ્નેહદ્રોહી ન બને એમ ઇચ્છું છું. તેમને તેમની આ આજ્ઞાંકિત દાસીના પ્રણામ કહેશો. હું તમારા સુખના માર્ગમાં આડે આવવા માગતી નથી, એટલે હું હવે હંમેશને માટે અદશ્ય થાઉં છું. આજે હું ટેમ્સ નદી મારફત પ્રભુને ઘેર પહોંચીશ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો.

લી. તમારી “સુભદ્રા.”

કેશવ સુભદ્રાના આ આદર્શ ત્યાગથી મુગ્ધ બની ગયો અને પોતાના પાપ માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. તે પત્ર હાથમાં લઇને ત્યાં જ ઢળી પડયો અને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો.

*

# પારકું ધન

ધનપ્રસાદ ઓફીસમાંથી છુટીને તેના ઘર તરફ આવતો હતો. એકાએક રસ્તામાં તેની સામે કાગળનું એક પડીકું પડેલું તેને દેખાયું. માયાએ જિજ્ઞાસાના પડદાની પાછળથી કહ્યું: " જો તો, આમાં શું છે ? " બુદ્ધિએ કહ્યું: " તારે તેની સાથે શી મતલબ ? પડયું રહેવા દે. '

પરંતુ જિજ્ઞાસા–રુપી માયાની જીત થઈ. ધનપ્રસાદે નીચા વળીને પડીકું ઉપાડી લીધું. ચારે બાજુ નજર કરી કે કોઇ જોઈ તો નથી ગયું ને. સંતોષ થતાં ધનપ્રસાદે પડીકાને હાથમાં લઇને આગળ ચાલવા માંડયુ. તેના હૃદયમાં આનંદ થતો હતો. કદાચ પડીકામાં કોઇના પૈસા હશે. ગુપચુપ ખોલીને જોયું. દશ દશ રૂપીયાની પાંચ નોટ અને એક રૂપિયો રોકડો હતો ! આશ્ચર્ય અને આનંદની સીમા ન રહી.

ધનપ્રસાદની છાતી ધડકવા લાગી. એકાવન રૂપિયા હાથમાં લઇને તે વિચારવા લાગ્યોઃ આ રૂપિયાનું શું કરૂં ? જો જ્યાં

હતા ત્યાં જ પાછા મુકી દઉં તો કોણ જાણે કોનીએ નજર તેના ઉપર પડે: કોને ખબર, કોણ ઉપાડી લઇ જાય નહિ, ત્યાં પાછા મુકી દેવા એ યોગ્ય નથી. જાઉં પોલીસ ચોકીમાં આ બાબતની ખબર આપી દઉં અને આ રૂપિયા ઇન્સ્પેકટરને સોંપી દઉં. જેના હશે તે પોતે આવીને લઇ જશે. અથવા જો તેને ન પણ મળે અને કોઇ બીજો જ લઇ જાય તો પણ મને તો કાંઇ પાપ લાગશે નહિ! હું તો દોષના ભારથી મુક્ત થઇ જઇશ. મને આમાંનો એક પૈસો પણ ન ખપે. પારકું ધન છે. કોણ જાણે કેવાય ગરીબ માણસનું હોય. જો તેણે લેનારને શાપ આપ્યો તો મારા તો બાર જ વાગી જાય!

માયાએ પડદાની પાછળથી મંત્ર મારવાનું શરૂ કર્યું. ધનપ્રસાદ સીધો પોલીસ ચોકી તરફ ન ગયો. તેણે વિચાર કર્યો ઉતાવળ શી છે? ચાલ ઘેર જ જાઉં, સુધા સાથે જરા ગમ્મત કરૂં. પછી રાત્રે આપી આવીશ."

સુધાએ રૂપિયા જોતાં, તેના હૃદયમાં ગલગલીયાં જેવું થયું.

"કોના રૂપિયા છે?" સુધાએ પુછ્યું.

"મારા."

"જાઓ, તમારા ક્યાંથી આવ્યા? પગારને તો હજી વાર છે."

"રસ્તામાં પડેલા મળી આવ્યા છે."

"ખોટી વાત. એવા જ નશીબના બળીયા હો તો ખરૂં કહો ક્યાં મળ્યા? કોના છે?"

"ખરૂં કહું છું, રસ્તામાં પડેલા મળી આવ્યા છે. કૉલેજ-માંથી છુટીને ઘેર આવતો હતો, ત્યાં રસ્તામાં કોટના મેદાનમાં આ રૂપિયાનું પડીકું મારી નજરે પડયું અને મેં તુરત ગુપચુપ ઉપાડી લીધું." "મારા સમ?" "તારા સમ!" સુધા

રૂપિયાને પતિના હાથમાંથી છીનવી લેવાની કોશીશ કરવા લાગી. ધનપ્રસાદે કહ્યું: " છીનવે છે કેમ ? " " લાવો, હું મારી પાસે રાખી લઉં. " " નહિ. એ આપણા નથી. હું તે સોંપી દેવા પોલીસ ચોકી તરફ જાઉં છું. હરામના પૈસા રાખીએ તો ઇશ્વર આપણા ઉપર કોપ કરે. આ પૈસા જેના હશે તેની કકળતી આંતરડીની હાય આપણને લાગે અને આપણું ખરાબ થઇ જાય. " સુધાનું મોં ઝાંખુ પડી ગયું. તેણે કહ્યું: " મોટા ધર્માત્મા આવ્યા છો તે જોઇ લીધા. રસ્તા પર પડેલા પૈસા પોલીસને સોંપવાની શી જરૂર ! આ પડીકું કોઇ બીજાને જડયું હોત તો તે તેની પાસે જ રાખી લેત. આવી મૂર્ખાઇ ન કરશો. "

" તો શું આ એકાવન રૂપિયા માટે મારી પ્રમાણિકતા ઉપર ડાઘ લગાડું ? નહિ, એમ નહિ બને. "

" ઠીક તો કાલ સવારે જજો. અત્યારે જશો તો પાછા આવતાં વખત લાગશે. "

ધનપ્રસાદે વિચાર કર્યો, કે આ જ ઠીક છે. પોલીસ કાંઇ રાત્રે તો માલિકની શોધ કરશે જ નહિ. પૈસા પોલીસ ચોકીમાં આખી રાત પડયા જ રહેશે. તો પછી જેમ ચોકીમાં પડયા રહેશે, તેમ જ મારે ઘેર પણ. સવારે આપી આવીશ. "

ધનપ્રસાદે રૂપિયા કબાટમાં મુકી દીધા. પતિ પત્ની ખાઇ પીને નિરાંતે બેઠાં ત્યારે સુધાએ હસીને કહ્યું: " હાથમાં આવેલું ધન શા માટે છોડી દો છો ? લાવો હું તેની મારા માટે સોનાની એક સાંકળી લઇશ. ઘણા દિવસથી ઇચ્છા થાય છે, આજે ઇશ્વરે કૃપા કરી તો ઇચ્છા પુરી કરી લઉં. "

ધનપ્રસાદે તિરસ્કારથી કહ્યું: " તું તો ગાંડી લાગે છે. ખબર છે, આ પારકું ધન છે ? તેના ધણીની કકળતી આંતરડીની હાય લાગે તો સોનાની સાંકળીની ફાંસી બની જાય. " સુધા મુંગી રહી ગઇ.




સવારે ધન પ્રસાદ પોલીસ–ચોકીમાં જવા માટે તૈયાર થતો હતો, એટલામાં તેનો એક મિત્ર, મગનલાલ આવીને તેની સામે બેસી ગયો અને પોતાની કૌટુંબિક મુશ્કેલીઓની વાત કહી સંભળાવી ને અત્યંત વિનયભાવથી બોલ્યો " ભાઇ, આ વખતે હું આ જંજાળમાં એવો ફસી ગયો છું કે અક્કલ કાંઇ કામ જ નથી કરતી. તું તો ઠીક સારી સ્થિતિનો છે. આ વખતે મને કાંઈક મદદ કર. વધારે નહિ, ફક્ત ત્રીશ જ રૂપિયા આપ. ઘણી જ જરૂર છે. કાલે સાંજે તો તને તારા રૂપિયા ચોકકસ પાછા આપી દઈશ. આટલી મહેરબાની કર.

ધનપ્રસાદ સારી સ્થિતિનો માણસ તો ન હતો, પરંતુ સારી સ્થિતિમાં હોવાનો દેખાવ રાખતો હતો. તે ઉપરાંત તેના હૃદયમાં બીજા પ્રત્યે દયા પણ હતી. આથી તે ઘણીવાર પોતે મુશ્કેલીમાં ઉતરીને પણ બીજાની મુશ્કેલી ટાળતો.

તેને પોતાના મિત્રની મુશ્કેલીની વાત સાંભળીને ઘણી દીલગીરી થઈ. અને તેને મદદ કરવાનો સંકલ્પ કર્યો. મનમાં અનેક તર્ક વિતર્ક કર્યા પછી તેણે કબાટમાંથી દશ દશ રૂપિયાની ત્રણ નોટો બહાર કાઢી અને મગનલાલના હાથમાં આપીને આજીજીપૂર્વક કહ્યું: " ભાઇ, કાલે સાંજે ઓફીસમાંથી પાછા આવતાં વેંત જ રૂપિયા આપી જજે. આ એક પારકા માણસની અનામત છે. હું હમણાં જ તેને પાછી આપવા જતો હતો–જો કાલે મને રૂપિયા નહિ પહોંચે તો મારે ઘણું શરમાવું પડશે. કયાંય મોં બતાવવા લાયક નહિ રહું. વળી તે માણસ પણ ગરીબ છે અને તેને પૈસાની ઘણી જરૂર છે. "

મગનલાલે પૈસા વખતસર પાછા આપવાનું વચન આપ્યું અને રૂપિયા ખીસામાં મુકીને ઘરનો રસ્તો લીધો.

સાંજનો સમય છે: ધનપ્રસાદ તેના ઘરની બારીએ ઉભો ઉભો




મગનલાલની રાહ જુએ છે. ૭ વાગી ગયા. મગનલાલ હજી સુધી ન આવ્યો. ધનપ્રસાદની આંખો રસ્તા ઉપર લાગેલી હતી. તેના હાથમાં એક છાપું હતું. પરંતુ તે વાંચવામાં તેનો જીવ લાગતો ન હતો. દરેક ત્રીજી મિનિટે તે રસ્તા ઉપર જોવાલાગતો હતો. આજે ઓફીસમાં કાંઇ કામ હશે, તેથી જ મગનલાલના આવવામાં વખત લાગે છે. આવતો જ હશે. સાડા છ વાગ્યા. પણ હજી મગનલાલનો પત્તો ન હતો. માણસો એક પછી એક આવતા હતા. ધનપ્રસાદને કેટલીય વાર ભ્રમ થયો. આ પેલો આવે છે! જરૂર તેજ છે. તેવી જ ટોપી છે, તેવો જ કોટ છે. ચાલ પણ તેવી જ છે. હા, એ તો તે જ છે. આ જ બાજુ આવે છે !

ધનપ્રસાદને પોતાના હૃદય ઉપરથી એક મોટો બોજો ઉતરતો જણાયો. પરંતુ જ્યારે તે માણસ પાસે આવ્યો ત્યારે જણાયું કે તે તો કોઇ બીજો જ છે. આશાની કલ્પિત મૂર્તિ નિરાશામાં વિલીન થઇ ગઇ.

ધનપ્રસાદનું ચિત્ત ખિન્ન થવા લાગ્યું. તે ઉઠયો. કપડાં પહેરીને નીચે ગયો અને રસ્તા ઉપર નજર કરતો કરતો જરા દૂર સુધી ગયો. બે ત્રણ વાર દૂરથી આવતા માણસને જોઇને તે મગનલાલ હોવાનો તેને ભ્રમ થયો હતો પણ દરેક વખતે તે ખોટો પડયો. મગનલાલનો પત્તો ન લાગ્યો !

સાત્ત વાગ્યાઃ દીવા થયાઃ ધનપ્રસાદ રસ્તા ઉપર ઉદાસ અને ચિંતાતુર મને ફરતો હતો. તેને વિચાર થયો કે ચાલ મગનલાલને ઘેર જ જાઉં. તેના ઘર તરફ પગલાં લંબાવ્યાં. પરંતુ તેનું હૃદય ધડકતું હતું કે કયાંક તે રસ્તામાં જ સામેથી આવતો મળી જશે, તો એમ માનશે કે હું થોડાક રૂપિયાને માટે આટલો ગાભરો બની ગયો અને તેને ખોટું લાગશે.

તે વિચાર કરવા લાગ્યો કે તેને આવતાં આટલી વાર કેમ

લાગે છે ? શું હજી સુધી તે તેની ઓફીસમાંથી નહિ આવ્યો હોય ? એમ ન જ બને કદાચ તેણે કાલે સવારે રૂપિયા આપવા આવવાનો વિચાર રાખ્યો હોય, આ રૂપિયા પારકા છે. આમાં શરમ રાખી કામ આવે નહિ. ચાલ તેને ઘેર જ જાઉં અને રૂપિયા માગી લઉં. મેં આપ્યા છે, ને માગવા છે ને ? તેને ખોટું લાગે તો ભલે



લાગતું મગનલાલનો માળો આવી ગયો. ધનપ્રસાદ ઉપર ચડયો અને મગનલાલની ઓરડીની સામે ઉભો રહ્યો. મગનલાલને સાદ પાડવાની તેની હિંમત ન ચાલી. તેણે ધાર્યું કે જમવા બેઠો હશે, હમણાં બારણાં ખુલશે. થોડી વાર રહીને આવું. કયાં નાસી જવાનો છે ? એમ વિચાર કરીને તે પાછો જતો હતો, એટલામાં બાજુની ઓરડીમાં રહેતા એક માણસે તેને જોઇને કહ્યું: " કેમ, મગનલાલને માટે આવ્યા હતા ? તેઓ તો આજે બપોરના દેશમાં ગયા."

બસ આશારૂપી દીપક બુઝાઇ ગયો. એક મિનિટ સુધી તે વિચારમાં પડી ઉભો રહ્યો. પછી "ઠીક," કહીને નીચી નજર કરીને તે ચાલવા લાગ્યો. તેને એવું જણાતું હતું કે જાણે તેના હ્રદયમાં કટાર લાગી ગઇ. નિરાશા, ક્રોધ, પશ્ચાતાપ અને ભયના ભાવથી ભરપુર હ્રદયે તે નીચે ઉતરી ગયો. ઘર તરફ જવા લાગ્યો તો શીધાં પગલાં પડતાં ન હતાં, જાણે આખા દિવસનો થાકયો પાકયો મુસાફર.

ધનપ્રસાદ આખી રાત પાસાં બદલતો રહ્યો. તેને કદી મગનલાલની લુચ્ચાઈ ઉપર ક્રોધ આવતો હતો, તો કદી પોતાની સરળતા ઉપર. ખબર નથી કે કયા ગરીબ માણસના રૂપિયા છે; તેના મનમાં કેવું કેવું વીતતું હશે ? પરંતુ હવે આ ક્રોધ કે અફસોસથી શો લાભ ? હવે રૂપિયા કયાંથી લાવીશ ? પગારમાંથી તો માંડ માંડ ખર્ચ નીકળે છે. પાંચ દશ રૂપિયાની વાત હોત તો તો ગમે તેમ કરીને પહોંચી વળત. તો હવે શું કરૂં, કોની પાસેથી ઉછીના

લઉં ? અને મને આપશે પણ કોણ ? આજસુધી કોઈની પણ પાસેથી માંગવાનો વખત આવ્યો નથી અને મારો કોઈ એવો મિત્ર પણ નથી. જે મિત્રો છે, તેઓ તો ઉલટા મારી પાસે માગતા રહે છે, તેઓ મને શું આપશે ? હા, જો થોડાક દિવસો સુધી કોઈનું રાતનું કામ મળી જાય, તો રૂપિયા મળી શકશે. ઓછામાં ઓછો એક મહિનો સખત મહેનત કરવી પડશે. હે નિર્દય ! તેં મને દગો દીધો ! કોણ જાણે કયા જન્મનું વેર વાળ્યું. મને ધર્મ-સંકટમાં મુકી દીધો. મહેનતની તો કાંઇ હરકત નહિ, પણ અરેરે ! પેલા બીચારા ગરીબ માણસનું કાળજું ચીરાતું હશે, તે મને કયાંક શાપ દઇ બેસશે તો મારૂં શું થશે ? હે પ્રભુ, સહાય કરજે ?

બીજે દિવસેથી ધનપ્રસાદને વધારાના રૂપિયા કમાવાની ચિંતા થવા લાગી.

સારા નશીબે એક વેપારીને ત્યાંથી નામાનું કામ મળી ગયું. તેને કાંઇક સંતોષ થયો. સાંજ સુધી ઓફીસમાં કામ કરતો અને ત્યાંથી છુટીને ઘેર આવતાં તુરત જ નામું લખવા બેસી જતો. અર્ધ રાત સુધી બેઠો બેઠો લખ્યા કરતો. એક મિનિટ પણ માથું ઉંચકતો નહિ. કદી કદી રાતના એક કે બે પણ વાગી જતા. જ્યારે મગજ અને શરીર તદ્દન થાકી જતાં ત્યારે નિરૂપાય થઇને સુઇ જતો. સવારના વહેલો ઉઠતો અને ત્રણેક કલાક એ જ કામ કરતો. પછી જમીને ઓફીસે જતો.

પરંતુ આટલી મહેનત કરવાની ટેવ ન હોવાને લીધે કદી કદી તેનું શરીર દુખવા આવતું અને માથામાં પણ દરદ થતું. કદી તાવ પણ ચડી આવતો. તે છતાં પણ તે યંત્રની માફક કામમાં મચ્યો રહેતો.

સુધા કદી કદી ખીજાઇને કહેતીઃ " હવે તો સુઇ જાઓ. મોટા ધર્મી બન્યા છો. કોણ તમને કહે છે કે લાવો મારા રૂપિયા ?




ખાલી ફોગટની મહેનત શા માટે કરોછો ? પછી શરીર લથડશે તો ? પણ ધનપ્રસાદ સુધાના શબ્દોને ગણકારતો નહિ. તે તો તેના અંતરના અવાજ પ્રમાણે તેનું કામ કરતો જ રહેતો. છેવટે મહા મુશ્કેલીએ પચીસ દિવસ ગયા અને પચીસ રૂપિયા મળી ગયા. ધનપ્રસાદ વિચાર કરતો હતો, કે બસ હવે તો પાંચ જ દિવસનું કામ છે. બેડો પાર પડી જશે. પરંતુ બીજે જ દિવસે તેને સખત તાવ ચડી આવ્યો, અને ત્રણ દિવસ થયા છતાં પણ ન ઉતર્યો. ઓફીસેથી રજા મંગાવી લેવી પડી. પથારીવશ રહેવું પડયું. સુધાએ જાણ્યું કે તાવ એકાદ દિવસમાં ઉતરી જશે.

એક અઠવાડિયા સુધી ડૉકટરની દવા લીધી છતાં પણ તાવ ન ઉતર્યો. હવે સુધા ગભરાઇ. ધનપ્રસાદ ઘણી વખત તાવમાં બકતો પણ ખરો. તેમાં તેને મળેલા રૂપિયાના ધણીને આજીજી, તેની માફી, પોતાની નિર્દોષતા અને રૂપિયા તુરત જરૂર પાછા આપવાના વચનની જ વાતો હતી.

હવે સુધાને શંકા થવા લાગી હતી કે કયાંક આ કષ્ટ પેલા રૂપિયાના ધણીના શાપને લીધે તો નહિ ભોગવવું પડતું હોય ને. કોણ જાણે એણે કાંઇક કરી દીધું હોય ! જરૂર એમ જ છે, નહિ તો દવાથી ફાયદો કેમ ન થાય ?

દવાથી નિરાશ થઇને સુધાએ " મુંબાદેવી "નું શરણ લીધું. તે જન્માષ્ટમી, શીવરાત્રિ અને રામનવમી સિવાય બીજું કોઇ વ્રત કરતી ન હતી પણ આ વખતે તેણે "નવરાત્રિ"ના કઠિન વ્રતનું પાલન કરવાનો આરંભ કર્યો.

આઠ દિવસ પુરા થઇ ગયા. નવમો દિવસ આવ્યો. સાંજનો સમય હતો. સુધાએ ધનપ્રસાદને દવા પીવરાવી અને તેને કહીને મુંબાદેવીની પૂજા કરવા તેના મંદિરે જવા ચાલી. તેનું હૃદય મુંબાદેવી પરની શ્રદ્ધાથી ભરપુર હતું. તે મંદિરના પગથીયાં પર ચઢી.

બ્રાહ્મણો આસનો પર બેઠા બેઠા પાઠ કરતા હતા. ધૂપ, દીપ અને અગરની સુગંધિ ફેલાયેલી હતી. તે માતાની સામે ગઇ. મુંબાદેવીની વિશાલ મૂર્તિ શોભાયમાન હતી. તેમના મુખારવિંદમાંથી એક વિલક્ષણ જ્યોતિ ઝળકતી હતી. તેમનાં મોટાં અને ઉજ્જ્વળ નેત્રોમાંથી પણ પ્રકાશનાં કિરણો નીકળતાં હતાં. પવિત્રતાનું વાતાવરણ છવાઇ ગયું હતું. સુધા આ જ્યોતિપૂર્ણ મૂર્તિની સામે સ્થીર આંખે જોઇ રહી ન શકી. તેના અંતઃકરણમાં એક નિર્મળ, વિશુદ્ધ ભાવપૂર્ણ ભય ઉત્પન્ન થઇ ગયો. તેણે આંખો બંધ કરી દીધી, ઘુંટણભર બેસી ગઇ અને હાથ જોડીને કરુણ સ્વરે માતાની સ્તુતિ કરીને પ્રાર્થના કરી કે "હે મારી માતા, જગદંબા, મારા ઉપર દયા કરો. અપરાધ માફ કરો, મારા પતિદેવને સારું કરી દો."

તેને એવું જણાયું કે જાણે દેવી તેને જવાબ આપે છે. તેને સંભળાવા લાગ્યું કેઃ "પારકું ધન પાછું આપી દે, એટલે તારૂં સારૂં જ થશે."

સુધા ઉઠી. તેની આંખોમાં નિર્મળ ભક્તિનો આભાસ ઝળકતો હતો.

એટલામાં એક બીજી સ્ત્રી ત્યાં આવી. તેના સફેદ વાળ વીખરાયેલા હતા અને તેના કરચલી વળી ગયેલા ચહેરાની બંને બાજુએ લટકતા હતા. શરીર પર સફેદ છાયલ હતું અને એકે આભૂષણ કે બંગડી ન હતી. તે વિધવા ડોશી હતી. શોક અને નિરાશાની સાક્ષાત્ મૂર્તિ જણાતી હતી. તેણે પણ દેવીની સામે માથું નમાવ્યું અને બંને હાથે ખોળો પાથરીને કહ્યું:

"હે દેવી, જેણે મારા રૂપિયા લીધા હોય તેનું સર્વનાશ કરજો !"

આ શબ્દો સાંભળીને સુધાનું હૃદય અનિષ્ટના ભયથી થરથરી ઉઠયું. આ શબ્દો અણીદાર તીરોની માફક તેના હૃદયમાં

ખુંચી ગયા. તેણે દેવી તરફ ભયભીત નજરે જોયું. દેવીનું જ્યોતિર્મય સ્વરુપ ભયંકર લાગ્યું અને નેત્રામાંથી ભીષણ જવાળ નીકળતી લાગી. ચારે બાજુએથી આ શબ્દો નીકળીને સુધાના અંતઃકરણમાં ગુંજવા લાગ્યા. પારકું ધન પાછું આપી દે, નહિ તો આ ગરીબની હાયથી તારો સર્વનાશ થઈ જશે. સુધાએ પેલી વૃદ્ધાને કહ્યું: "કેમ, માજી તમારા રૂપિયા કોઇએ લઈ લીધા છે ?" વૃદ્ધાએ તેની તરફ એવી રીતે જોયું કે જાણે ડુબતાને કોઈ વસ્તુનો આધાર મળી ગયો. તેણે કહ્યું:




"હા, બેટી! મારા રૂપિયા ખોવાઇ ગયા છે."

"કેટલા દિવસ થયા ?"

"દોઢેક મહિનો."

"કેટલા રૂપિયા હતા ?"

"પુરા એકાવન."

"કેવી રીતે ખોવાઈ ગયા ?"

"કોને ખબર, કયાંક પડી ગયા. મારા ધણી કેટલાય વરસથી ગુજરી ગયા છે. મારી પાસે ખાવાને કાંઈ જ સાધન નથી. એક દયાળુ શેઠ મને મહિનાના પચીસ રૂપિયા આપે છે. આ વખતે બે મહિનાના રૂપિયા લઇને ઘેર જતી હતી. ઘેર જઇને જોઉં છું તો રૂપિયા નહિ. રસ્તામાં કયાંક પડી ગયા. તપાસ કરી તો પત્તો મળ્યો નહિ."

"જો તે રૂપિયા તમને મળી જાય, તો મને શું આપશો ?"

"હું ગરીબ વધારે તો શું આપું, તેમાંથી પાંચ રૂપિયા તને આપીશ."

"મારે રૂપિયા નથી જોઇતા, કોઈ તેના કરતાં સારી ચીજ આપો."

"બેટી બીજું શું આપું ? જયાં સુધી જીવીશ ત્યાં સુધી

તારો જશ ગાઇશ." "નહિ, તેની મને જરૂર નથી." "બેટી, તે સિવાય મારી પાસે શું છે?" "મને આશીર્વાદ આપો. મારા પતિ માંદા છે, તેઓ સાજા થઇ જાય. તેમને જ તમારા રૂપિયા મળ્યા છે અને તે દિવસથી તેઓ તમારી શોધમાં જ છે." પછી સુધાએ તેને બધી વાત કરી. વૃદ્ધા ઘુંટણભર બેસી ગઇ અને ખોળો પાથરીને માતાને કંપિત સ્વરે પ્રાર્થના કરી :

"હે, દેવી, આ બાઇનું કલ્યાણ કરો."

સુધાએ ફરીથી દેવી તરફ આશંકિત નજરે જોયું. તેમના દિવ્ય રુપ પર પ્રેમનો પ્રકાશ હતો. આંખોમાં દયાની આનંદદાયિની જ્યોતિ ઝળકતી હતી. તે સમયે સુધાને તેના અંતઃકરણમાં એવો ધ્વનિ સંભળાતો લાગ્યો: "જા, બેટી, તારૂં કલ્યાણ થશે."

ધનપ્રસાદની સખત મહેનતની કમાણી તો ડૉકટરની ફીમાં ખર્ચાઇ ગઇ હતી. કબાટમાં પડેલા બાકીના એકવીશ રૂપિયાને હાથ પણ અડાડવામાં આવ્યો ન હતો. જરૂર પડતાં પાડોશી પાસેથી ઉછીના રૂપિયા લેવા પડ્યા હતા. એટલે હવે વૃદ્ધાને તેના પુરેપુરા રૂપિયા આપવા માટે ઘરમાં પૈસા ન હતા.

પરંતુ સુધાએ તેના કાનનાં મોતીનાં લવીંગીયાં વેચીને રૂપિયા મેળવ્યા. જયારે લવીંગીયાં બનીને આવ્યાં હતાં, ત્યારે સુધા ઘણી રાજી થઇ હતી. આજે તેને વેચી નાખીને તેના કરતાં પણ વધારે રાજી થઇ છે. સુધાએ ધનપ્રસાદને બતાવીને વૃદ્ધાને એકાવન રૂપિયા આપી દીધા. વૃદ્ધાએ ફરી આશીર્વાદ આપ્યા. હવે ધનપ્રસાદના હૃદયને શાંતિ વળી.

જ્યારે ધનપ્રસાદે એકાવન રૂપિયા તેને બતાવ્યા હતા, ત્યારે તેના હૃદયમાં આનંદનાં ગલગલિયાં થયાં હતા; પરંતુ આજે તો તેના આનંદનો પાર ન હતો. આજ તે રૂપિયા હાથમાંથી જતી

વખતે તેના અંતઃકરણનો આનંદ તેની આંખોમાં ચમકે છે, તેના ઓઠો પર નાચે છે, તેના ગાલોને રંગે છે અને તેનાં સર્વે અંગો પર કલ્લોલ કરે છે. પેલો શરીરનો આનંદ હતો, આ આત્માનો આનંદ છે.

∴ ∴ ∴

વૃદ્ધાનો આશીર્વાદ સફળ થયો. આજે ત્રણ જ દિવસ પછી ધનપ્રસાદ પથારીમાં તકીયાને આધારે બેઠો હતો. તે વારંવાર સુધાને પ્રેમ-પૂર્ણ આંખે જોતો હતો. તે આજે તેને “સ્વર્ગની દેવી” લાગતી હતી. અત્યાર સુધી તેણે તેના બાહ્ય સૌંદર્યની શોભા જોઈ હતી. આજે તે તેનું આત્મિક-સૌંદર્ય જુએ છે.

ચોથે દિવસે તો તેનું ફીકકું મોં એવું ખીલી ઉઠયું-જેવાં વરસાદ પછી ઝાડનાં પાંદડાં ખીલી ઉઠે છે. અશકત શરીરમાં શકિત આવી ગઈ જાણે કાયા-પલટો થઇ ગયો.

# દિલાવર દિલ

હિંદુસ્તાનમાં જેટલા ઉદ્યોગ ધંધા છે તે સૌમાં લેણ–દેણ અર્થાત્ વ્યાજ વટાવથી ધારધાર કરવાનો ધંધો સૌથી વધુ લાભદાયક છે. સાધારણ રીતે આ વ્યાજનો દર, દર વર્ષે, દર સેંકડે ૨૫ ટકા હોય છે. આનાથી ઓછા વ્યાજથી રુપિયા મળવા ઘણું કરીને અસંભવિત છે. એવા ધંધાઓ ઘણા થોડા છે, જેમાં સેંકડે ૨૫ ટકા કરતાં વધારે લાભ હોય અને તે પણ કોઇ જાતની જંજાળ વિના. કોઈ પણ માણસ જેની પાસે કાંઈક ફાલતુ રૂપિયા હોય, તે આ ધંધો કરી શકે છે. પોતાની મુડીના સદુપયોગનું આ સર્વોત્તમ સાધન છે.

જમનાદાસ પણ આ જાતના "શાહુકાર" હતા. તેઓ કોર્ટમાં કારકુનગિરી કરતા હતા, અને જે કંઇ બચતું હતું, તેને દર સેંકડે ૨૫–૩૦ ટકાના વાર્ષિક વ્યાજે ધીરતા હતા. તેમનું કામકાજ મોટે ભાગે નીચલા વર્ગના માણસો સાથે જ રહેતું હતું. ઉચ્ચ વર્ગના

માણસોથી તેઓ ચોંકતા રહેતા હતા. તેમને પોતાને ત્યાં ફરકવા જ દેતા ન હતા. તેમનું કહેવું હતું (અને પ્રત્યેક ધન્ધાદારી માણસ તે વાતનું સમર્થન કરે છે) કે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યને રૂપિયા આપવા કરતાં એ કેટલુંય વધારે સારૂ છે કે તે રૂપિયાને કુવામાં નાખી દેવામાં આવે. આ લોકોની પાસે રુપિયા લેવા આવતી વખતે તો પુષ્કળ સંપત્તિ હોય છે, પરંતુ રુપિયા તેમના હાથમાં આવતાં વેંતજ તે બધી સંપત્તિ અદૃશ્ય થઇ જાય છે. તેની ઉપર પત્ની, પુત્ર અથવા ભાઈ કે કોઇ પણ બીજા માણસનો જ અધિકાર થઇ જાય છે. અથવા એમ જણાય છે કે તે સંપત્તિનું અસ્તિત્ત્વ જ ન હતું. આ લોકોની કાયદેસરની વ્યવસ્થાઓની આગળ મોટા મોટા નીતિશાસ્ત્રના વિદ્વાન પણ હાર પામી જાય છે!

જમનાદાસ એક દિવસ કોર્ટમાંથી ઘેર આવતા હતા. રસ્તામાં તેમણે એક વિચિત્ર ઘટના જોઇ. એક મુસલમાન રસ્તા વચ્ચે ઉભો રહીને પોતાની ગાય વેચતો હતો અને કેટલાય માણસો તેને ઘેરીને ઉભા હતા. કોઇ તેના હાથમાં રુપિયા મુકતા હતા, તો કોઇ તેના હાથમાંથી ગાયના ગળામાંનો દોરડાનો ગાળીયો લઇ લેવાના પ્રયત્ન કરતા હતા; પરંતુ આ ગરીબ મુસલમાન એક વાર તે ગ્રાહકોના મોં તરફ જોતો હતો. અને કંઇક વિચાર કરીને ગાળીયાને વધારે મજબુત પકડતો હતો. ગાય મોહિનીરુપ હતી. નાનીશી ગરદન, ભરેલુ શરીર અને મોટાં, મજબુત અને દુધથી ભરેલાં થાન હતાં. પાસે જ એક સુંદર અને બળવાન વાછડો ગાયની ગરદનને અડકીને ઉભો હતો. મુસલમાન બહુ ખળભળેલો અને દુઃખી જણાતો હતો. તે કરુણ આંખો વડે ગાયની તરફ જોતો અને મનમાં કચવાઇને રહી જતો હતો. જમનાદાસ ગાયને જોઇને ખુશી થઇ ગયા.

તેમણે પૂછ્યું: "કેમ, ભાઈ, આ ગાય વેચો છો કે? શું નામ

છે તમારું ?" મુસલમાને જમનાદાસ તરફ જોયું, એટલે પ્રસન્ન મુખ થઇને તેમની પાસે જઇને કહ્યું: "હા, શેઠ, વેચુ છું." "કયાંથી લાવ્યા છો ? તમારું નામ શું છે ?" "નામ તો છે રહેમાન, રહું છું નવાપુર ગામમાં." "દૂધ બરાબર દેય છે ?" "હા, શેઠ, એક વેળામાં ત્રણ શેર દૂધ દોહી લો. હજી બીજું જ તો વેતર છે. સીધી એટલી છે કે એક બચ્ચું પણ દોહી લેય બચ્ચાંએ તેના પગ પાસે રમતાં રહે છે પણ તે માથું હલાવતી નથી."

"અહીં કોઈ તમને ઓળખે છે ?"

કારકૂન' સાહેબને શંકા થઇ કે કયાંક ચોરીનો માલ ન હોય.

"નહિ, શેઠ, ગરીબ માણુસ છું, અહીં મારી કોઈ સાથે ઓળખાણ પીછાણ નથી."

"શી કીંમત માગો છો ?"

રહેમાને ૫૦ રૂપિયા કહ્યા. કારકુન સાહેબને ૩૯ રૂપિયાનો માલ જણાયો. થોડી વાર સુધી બંને બાજુથી ભાવ તાલ થતા રહ્યા. એકને રુપિયાની ગરજ હતી અને બીજાને ગાય લેવાની ઇચ્છા. સોદો પતવામાં કાંઇ મુશ્કેલી ન આવી. ૩૫ રૂપિયામાં સોદો નક્કી થઈ ગયો.

રહેમાને સોદો તો કરી લીધો પણ હજુય તે ગાય તરફના મોહના બંધનમાં પડેલો હતો. તે થોડી વાર સુધી વિચારમાં ડુબી જઈને ઉભો રહ્યો. પછી ગાયને લઇને ધીમી ચાલથી જમનાદાસની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ત્યારે એક માણુસે કહ્યું: "અરે, હું ૩૬ રૂપિયા આપું છું. મારી સાથે ચાલ."

રહેમાનઃ નથી આપવી તમને; શું કાંઈ જબરદસ્તી છે !

બીજા માણુસે કહ્યું: "મારી પાસેથી ૪૦ રૂપિયા ગણી લે. હવે તો ખુશી થયો ને ?"

આમ કહીને તે રહેમાનના હાથમાંથી ગાયને લઇ લેવા




ગયો પણ રહેમાન ડગ્યો નહિ. છેવટે તે સૌએ નિરાશ થઇને પોતપોતાનો રસ્તો લીધો. રહેમાન જ્યારે જરા દૂર નીકળી આવ્યો, ત્યારે તેણે જમનાદાસને કહ્યું: "શેઠ, તમે હિંદુ છો અને વળી વાણીયા છો, એટલે આ ગાયને લઈને તેને પાળશો અને તેની સેવા કરશો. પેલા બધા માણસો કસાઈ હતા. તેમના હાથમાં હું આ ગાયને ૫૦ રૂપિયામાં પણ કદી ન વેચત. તમે ઘણા સારા વખતે આવી ગયા; નહિ તો આ બધા જબરદસ્તીથી ગાયને છીનવી લઈ જાત. મોટી આફતમાં પડી ગયો છું, શેઠ, ત્યારે જ આ ગાય વેચવા નીકળ્યો છું. નહિ તો આ ઘરની લક્ષ્મીને કદી વેચત નહિ. આ ગાયને મારા પોતાના હાથે પાળી-પોષી છે. તેને કસાઇઓના હાથમાં કેવી રીતે નાખત? શેઠ, તમે આને જેટલું વધારે ખાવાનું આપશો, તેટલું જ વધારે તે દૂધ દેશે. ભેંસનું દૂધ પણ આ ગાયના જેટલું મીઠું અને જાડું નથી હોતું. આપને એક અરજ બીજી એ છે, કે તમારા ગોવાળને ધમકાવજો કે આને મારે પીટે નહિ."

જમનાદાસે ચકિત થઇને રહેમાન તરફ જોયું: "ભગવાન! આ વર્ગના માણસોમાં પણ આટલું સૌજન્ય અને આટલી સહૃદયતા છે! અહીં તો મોટા મોટા તિલક-ત્રિપુંડધારી મહાત્માઓ કસાઇઓના હાથમાં ગાયો વેચી જાય છે. એક પૈસાની પણ ખોટ ખમવા નથી ઇચ્છતા અને આ ગરીબ મુસલમાન ૫ રૂપિયાની ખોટ ખમીને મારા હાથમાં ગાય એટલા માટે વેચે છે કે આ ગાય કોઇ કસાઇના હાથમાં ન પડી જાય. ગરીબોમાં પણ આટલી લાગણી હોઇ શકે છે!"

તેમણે ઘેર આવીને રહેમાનને રુપિયા આપ્યા. રહેમાને રુપિયા કપડાંને છેડે પોટલી વાળીને બાંધ્યાં, એક વાર ફરીથી ગાયને પ્રેમ-ભરી આંખે જોઇ અને જમનાદાસને સલામ કરીને ચાલ્યો ગયો.

રહેમાન એક ગરીબ ખેડુત હતો. ગરીબના દુશ્મન સૌ હોય

છે. જમીનદારે મહેસુલ માટે દાવો માંડયો હતો. તે મહેસુલ ભરી આપવાને માટે રુપિયાની જરુર હતી. ઘરમાં બે બળદ અને એક ગાય સિવાય બીજી કાંઇ સંપત્તિ ન હતી. તે આ ગાયને જીવ કરતાં પણ વહાલી ગણતો હતો. પણ રુપિયાની બીજી કોઇ તજવીજ ન થઇ શકી, એટલે લાચાર થઇને ગાય વેચવી પડી અને તે પણ તેના પ્રત્યેની લાગણીથી વશ થઇને પાંચ રુપિયે ઓછે.

નવાપુરમાં મુસલમાનોનાં કેટલાંય ઘર હતાં. આ વરસે કેટલાંય સ્ત્રી પુરુષો હજ કરવા જવા તૈયાર થયાં હતાં. મુસલમાન રહેમાનની બુઢ્ઢી મા પણ હજ કરવા જવા માટે તૈયાર થઇ. તેણે રહેમાનને કહ્યું: “ બેટા, આટલો સવાબ કર. બસ, મારા દિલમાં આ જ એક અરમાન બાકી રહી છે. આ અરમાન દિલમાં રાખીને દુનિયામાંથી કેમ જાઉં ? ખુદા તને આ નેકીનો બદલો આપશે.”

માતૃભક્તિ ગામડાના લોકોનો ખાસ ગુણ છે. રહેમાનની પાસે એટલા રુપિયા કયાં હતા, જે હજને માટે પુરતા થાય. પણ માતાની આજ્ઞાને કેવી રીતે અવગણે ? તે વિચાર કરવા લાગ્યો કે “ કોઇની પાસેથી ઉછીના પણ લઈ લઉં. થોડાક આ વખતની શેરડીના પાકના વેચાણમાંથી ભરી દઇશ, બીજા આવતે વરસે ચુકવી દઇશ. અલ્લાહની મહેરબાનીથી શેરડી એવી થઇ છે કે જેવી આગળ કોઈ દિવસ થઈ ન હતી. આ માની દુઆનું જ પરીણામ છે. પણ કોની પાસેથી રુપિયા લઉં ? ઓછામાં ઓછા ૨૦૦ રૂપિયા મળે, તો કામ ચાલે. કોઈ શાહુકાર સાથે ઓળખાણ પીછાણ પણ નથી. અહીં જે બે–એક વાણીયા ધીરધાર કરે છે, તેઓ તો કરજદારની ગરદન જ રેંસે છે. ચાલ જાઉં, જમનાદાસ શેઠ પાસે. આ સૌ કરતાં તો તેઓજ સારા છે. વળી તેઓ કરજદારની આંખમાં ધૂળ નથી નાખતા, હિસાબ કિતાબ ખરા જ લખે છે.”

કેટલાય દિવસ સુધી તે આ જ વિચારમાં પડયો રહ્યો કે

"જમનાદાસની પાસે જાઉં કે ન જાઉં ? જાઉં અને રુપિયા લઉં પણ જો વાયદા પ્રમાણે રુપિયા ભરી દઈ ન શકયો, તો ? ફરીયાદ માંડયા વિના નહિ રહે. ઘરબાર, ખેતરખેતર, ઢોરઢાંકર, બધું જ લીલામ કરાવી લેશે." પણ જ્યારે તેને કોઇ બીજો ઉપાય ન જ સુઝ્યો, ત્યારે તે હારીને જમનાદાસની જ પાસે ગયો અને બસો રુપિયા કરજે માંગ્યા.

"તેં જ મને ગાય વેચી હતી ને ?" જમનાદાસે પુછ્યું.

રહેમાનઃ હા, શેઠ.

"રુપિયા તો તને આપીશ પણ હું વાયદા પ્રમાણે જરૂર રુપિયા લઉં છું. જો વાયદો પાળ્યો નહિ, તો પછી તું જાણે. પછી હું જરા પણ ઢીલ નહિ કરું. બોલ, રૂપિયા ક્યારે પાછા આપીશ ? વ્યાજનો દર, દર સેંકડે પચીસ ટકા છે."

રહેમાને મનમાં હીસાબ કરીને કહ્યુંઃ "શેઠ, બે વરસની મુદત રાખો."

"જો બે વરસમાં રૂપિયા નહિ ભરી આપે, તો વ્યાજનો દર, દર સેંકડે ૩૨ ટકા થઇ જશે. હું તારી સાથે એટલી ભલમનસાઇ કરીશ કે તારા પર ફરીયાદ નહિ માંડું."

"જેમ આપને ઠીક લાગે તેમ કરો. હું તો આપને આશરે છું."

વાયદાનો વખત વીતી જવાથી જમનાદાસે રુપિયા વસુલ કરવા માટે તૈયારી કરી. એક માણસને રહેમાનને ઘેર મોકલીને તેને બોલાવી મંગાવ્યો અને કઠોર સ્વરે કહ્યુંઃ "શું હજી બે વરસ પુરાં નથી થયાં ? લાવ, રૂપિયા ક્યાં છે ?"

રહેમાને ઘણા દીન ભાવે કહ્યુંઃ "શેઠ, મોટી મુશ્કેલીમાં છું. અમ્મા જ્યારથી હજ કરીને આવી છે, ત્યારથી બીમાર પડેલી છે. રાતદિવસ તેના દવા–દારુ કરવા માટે દોડધામ કરવામાં જ જાય છે. જ્યાં સુધી અમ્મા જીવતી છે, ત્યાં સુધી સેવા કરી લઉં.

પેટના ધંધો તો જીંદગીભર વળગેલો જ રહેશે. હજી કાંઇ પાક થયો નથી. શેઠ, શેરડી પાણી વિના સુકાઈ ગઇ. અલ્લાહ જ જાણે છે, કે કેવી મુશીબતથી દિવસ કાઢું છું. તમારા રુપિયાની પાઇએ પાઈ ચુકતે ભરી આપીશ. એક વરસની વધારે મુદત આપો. અમ્મા સારી થશે એટલે મારા શીર પરથી બલા ટળી જશે."

જમનાદાસે કહ્યું: "સેંકડે ૩૨ ટકા વ્યાજ ચડવા લાગશે."

રહેમાને જવાબ આપ્યો: "જેવી શેઠની મરજી."

રહેમાન આ વાયદો કરીને ઘેર આવ્યો ત્યારે તેણે જોયું, કે માનો અંતિમ સમય આવી પહોંચ્યો છે. પ્રાણ જતી વખતની પીડા થાય છે. તેનાં દર્શન નશીમાં લખ્યાં હતાં એટલે થઇ ગયાં. માએ બેટાને એક વાર વાત્સલ્ય-દ્રષ્ટિથી જોયો, આશીર્વાદ આપ્યો, અને પરલોક-પ્રયાણ કર્યું. રહેમાન અત્યાર સુધી ગળાં સુધી પાણીમાં હતો, હવે પાણી માથાની ઉપર આવી ગયું.

તે વખતે તો પાડોશીઓ પાસેથી થોડાક રૂપિયા ઉછીના લઇને કફન દફનની ગોઠવણ કરી; પરંતુ મૃત માતાના આત્માની શાંતિ અને સદ્દગતિને માટે "જકાત" અને "ફાતિહા"ની જરૂર હતી. કબર બનાવવાની જરૂર હતી. સગાં સંબંધીઓનાં ખાણાં, ગરીબોને ખૈરાત, કુરાનની તલાવત અને એવા એવા કેટલાય સંસ્કાર કરવાની ઘણી જરૂર હતી.

માતૃ-સેવાનો હવે આના સિવાય બીજો કયો અવસર હાથમાં આવી શકે એમ હતો? માતા પ્રત્યેના કર્તવ્યની આગળ બીજાં બધાં સાંસારિક કર્તવ્યો ઓછાં જરુરી જણાયાં. તેણે વિચાર કર્યો કે: "હવે પછી તો માતાની સ્મૃતિ માત્ર રહી જશે. ગમે તેમ કરીને રુપિયા મેળવીશ અને માતૃ-સેવાના છેલ્લા અવસરને હાથમાંથી જવા દઈશ નહિ. મારા પાડોશીઓ પણ આવા અવસર પર ગમે તેમ કરીને પોતાની ફરજ બજાવે છે. તો શું હું એમનાથી પણ ઉત-



રતો છું ?" તે વિચાર કરવા લાગ્યો કે: પણ રુપિયા લાવું ક્યાંથી ? હવે તો જમનાદાસ પણ નહિ આપે પણ એક વાર તેમની પાસે જઇને જોઉં તો ખરો. કદાચ મારી મુશીબતની વાત સાંભળીને તેમને દયા આવી જાય. મોટા માણસ છે. કૃપા દ્રષ્ટિ થઈ ગઇ, તો સો બસો રુપિયા તેમને માટે કંઇ મોટી વાત છે ?" આ પ્રમાણે મનમાં વિચાર કરતો કરતો તે જમનાદાસ પાસે જવા ચાલ્યો. રસ્તામાં એક એક ડગલું મુશ્કેલીથી ઉપડતું હતું, શું મોં લઇને જાઉં ? એક વરસમાં પાછલા રુપિયા ભરી દેવાનો વાયદો કરીને આવ્યો એ વાતને હજી ત્રણ જ દિવસ થયા છે. હવે જો ૨૦૦. રૂ. બીજા માંગીશ, તો તેઓ શું કહેશે ? હું જ તેમની જગ્યાએ હોત, તો હું કદી કાંઇબી વધુ રૂપિયા ન આપત. તેમને જરૂર એવી શંકા થશે કે આ માણસ દાનતનો ખરાબ છે. જો મને તરછોડી કાઢયો તો ? જો એમ પુછશે કે તારી પાસે એવી કેવીક મોટી માલ–મીલ્કત છે, જેના ઉપર હું તને રૂપિયાની થેલી આપી દઉં, તો હું શો જવાબ દઈશ ? જે કાંઇ માલમીલ્કત છે, તે આ બંને હાથ જ છે. તે સિવાય અહીં બીજું શું છે ? ઘર તો એવું છે કે એનો ભાવ કોઇ ફકીર પણ ન પૂછે. અને ખેતર છે, તે તો જમીનદારનું છે. તેના ઉપર મારો કાંઈ જ કાબુ નથી. નકામો જાઉં છું. ત્યાંથી ગાળ અને ધક્કા ખાઈને નીકળવું પડશે અને રહી સહી આબરૂ પણ માટીમાં મળી જશે."

પરંતુ આ નિરાશાજનક શંકાઓ થવા છતાં પણ તે ધીમે ધીમે આગળ ચાલતો જતો હતો.

જમનાદાસ કોર્ટમાંથી આવીને પોતાના સ્વભાવ પ્રમાણે નોકરો પર ગુસ્સે થતા હતા–" બારણાં આગળ પાણી કેમ નથી છાંટયું ? ખુરસીઓ પરસાળમાં કેમ નથી કાઢી રાખી ?"

એટલામાં રહેમાન સામે આવીને ઉભો રહ્યો. જમનાદાસ




ચીડાયેલા તો બેઠા જ હતા. તેમણે ગુસ્સે થઇને કહ્યું: "તમે વળી પાછા શા માટે આવ્યા છો ? શા માટે મારી પાછળ પડયા છો ? મને અત્યારે વાતચીત કરવાની ફુરસદ નથી." રહેમાન કાંઇ ન બોલી શકયો. તે આ તાડુકો સાંભળીને એટલો હતાશ થઇ ગયો કે તે પાછે પગલે ચાલ્યો જવા લાગ્યો. થઇને તે જ વાત ! આ જ વેણો સાંભળવા તો હું આવ્યો હતો ! પણ તે વખતે મારી અક્કલ પર મોટો પત્થર ઢળી ગયો હતો, કે હું અહીં ચાલ્યો આવ્યો."

પણ જમનાદાસને પછીથી કાંઈક દયા આવી ગઇ. જ્યારે રહેમાન તેમના ઓટલાનાં પગથીયાંની નીચે ઉતરી ગયો, ત્યારે તેમણે તેને બોલાવ્યો અને જરા નરમ થઇને કહ્યું: "કેમ આવ્યા હતા, ભાઇ ? શું કાંઈ કામ હતું ?"

રહેમાન: નહિ, શેઠ, અમસ્તો જ સલામ કરવા આવ્યો હતો.

"એક કહેવત છે કે ખેડુત વગર મતલબે સલામ નથી કરતો. તો તમારી શી મતલબ છે ? બોલો."

રહેમાન ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. જમનાદાસ અટકળથી સમજી ગયા કે આની મા મરી ગઇ છે. તેમણે પુછયું: "કેમ રહેમાનભાઇ તમારી મા ગુજરી તો નથી ગઇ ને ?"

"હા શેઠ. આજે ત્રીજો દિવસ છે."

"રડો નહિ, રડવાથી શો ફાયદો ? હિંમત રાખો, ખુદાની જેવી મરજી હતી, તેમ જ થયું. આવા મોત માટે અફસોસ ન કરવો જોઇએ. તમારી માની માટી તમારે હાથે ઠેકાણે પડી ગઇ. આનાથી વધારે બીજું શું જોઈએ ?"

"શેઠ, કાંઇક અરજ કરવા આવ્યો છું. પણ હિંમત નથી થતી. હજી પાછળના એમને એમ જ પડયા છે, તો હવે બીજા કયા મોંએ માગું ? પણ અલ્લાહ જાણે છે, કયાંયથી એક પૈસો પણ મળવાની આશા નથી, અને કામ એવું આવી પડયું છે કે




જો ન કરું, તો જીંદગી–ભર પસ્તાવો થતો રહેશે. આપને કાંઈ કહી શકતો નથી, કેમકે આપ આપના માલિક છો. રુપિયા આપો તો એમ જ સમજી આપજો કે આ રુપિયા કુવામાં નાખું છું. હું જીવતો રહીશ, તો એકેએક પાઇ વ્યાજ સાથે ભરી આપીશ. માટે આ વખતે ના ન પાડશો." "ત્રણસો તો થઇ ગયા અને પાછા બસો માગો છો? બે વરસમાં લગભગ સાતસો રુપિયા થઇ જશે. તેની કાંઈ ખબર છે કે નહિ ?" જમનાદાસે કહ્યું:

"ગરીબ પરવર! અલ્લાહ આપે, તો બે વીઘા જમીનની શેરડીના પાંચસો રુપિયા ઉપજી શકે. અલ્લાહની ઇચ્છા હશે, તો આ વખતે તો મુદતની અંદર આપની પાઇએ પાઇ ભરી દઇશ."

જમનાદાસે ફરીથી બસો રુપિયા આપ્યા. જે લોકો તેમના વ્યવહારથી પરિચિત હતા, તેમને તેમની આ ભલમનસાઇથી આશ્ચર્ય થતું હતું.

ખેતીવાડીની સ્થિતિ અનિશ્ચિત છે. પાણી અને પવન અનુકુળ થયાં, તો ઢગલે ઢગલા પાક થાય. અને અનુકુળ ન થયાં, તો હર્યુંભર્યું ખેતર કપટી મિત્રની માફક દગો દઈ દેય. ટાઢ અને તડકો, અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ. હીમ અને રેલ, તીડ અને ઢોરઢાંખર અને એની એવી આપત્તિઓમાંથી બચાય તો પાક ખળાંમાં આવે અને વળી ખળાં સાથે આગ અને વીજળી બંનેને વેર છે. આટ-આટલા દુશ્મનોથી બચાય તો પાક, નહિ તો ખાખ.

રહેમાને તન તોડીને મહેનત કરી. દિવસને દિવસ અને રાતને રાત ન ગણી. બીબી અને બચ્ચાંઓ પણ મન દઈને કામે લાગી ગયાં હતાં. એવી શેરડી થઈ કે અંદર હાથી ઘુસે, તો તે પણ સમાઈ જાય!

આખું ગામ દાંતમાં આંગળાં નાંખતું હતું. લોકો રહેમાનને કહેતા "ભાઇ, આ વખતે તમારા પાસા પોબાર છે. ઓછામાં ઓછા

એક હજાર રુપિયા ઉપજશે. આ વખતે તો તમારો બેડો પાર છે.” રહેમાન વિચાર કર્યા કરતો, કે આ વખતે ગોળના રુપિયા જેવા હાથમાં આવશે, તેવા જ બધાય લઇ જઇને જમનાદાસ શેઠના પગ આગળ મુકી દઇશ. જો એમાંથી તેઓ પાંચ પચીસ કાઢીને મને આપશે, તો લઈ લઈશ. નહિ તો આ વરસ પણ કાચ–કુચ ખાઇને ગાળી નાખીશ.

પણ નસીબમાં જે લખાયેલું હોય તેને કોણ મીથ્યા કરી શકે છે? રહેમાન ખેતરમાં બેઠો બેઠો રખેવાળી કરતો હતો. કડકડતી ઠંડીમાં ઓઢવાને માટે ફકત એક જુની ચીંથરેહાલ ગોદડી હતી, એટલે તેણે ટાઢમાંથી બચવા માટે શેરડીનાં થોડાંક સુકાં પાંદડાઓ સળગાવી દીધાં હતાં.

એકાએક પવનનો એક એવો સપાટો આવ્યો કે થોડાંક બળતાં પાંદડાઓ ઉડીને ખેતરમાં પડયાં. જોતજોતામાં આગ લાગી ગઇ. ગામના માણસો આગ હોલવવા દોડયા પણ આગની જ્વાળાઓ ખેતરના એક ભાગમાંથી ઉડીને બીજા ભાગમાં જઇ પહોંચી હતી. બધા ઉપાયો નકામા ગયા. આખુંય ખેતર બળીને રાખનો ઢગલો થઇ ગયું અને ખેતરની સાથે જ રહેમાનની બધી અભિલાષાઓ પણ નષ્ટ–ભ્રષ્ટ થઇ ગઇ. ગરીબની કમર ભાંગી ગઈ. દિલ દબાઈ ગયું. હાથ–પગ ઢીલા થઈ ગયા. જાણે પીરસેલી થાળી મોં આગળથી ખેંચી લઇ જવામાં આવી.

રહેમાન ઘેર આવ્યો, એટલે જમનાદાસના લીધેલા રૂપિયાની ચીંતા મનમાં થવા લાગી. પોતાની કાંઇ ચિન્તા ન હતી. બાળ–બચ્ચાંઓની પણ કાંઈ ચિંતા ન હતી. ભૂખે મરવું અને નાગા રહવું એ તો ખેડુતનું કામ જ છે, પણ ચિંતા હતી કરજની. બીજું વરસ વીતવા લાગ્યું છે. બે–ચાર દિવસમાં જમનાદાસનો માણસ આવશે. તેને શું મોં બતાવીશ? હું પોતે જ શેઠની પાસે જઇને

તેમને આજીજી કરૂં કે બીજા એક વરસની મુદત આપવાની મહેરબાની કરે. આ કુદરતી આફત આવી પડી એટલે લાચાર છું પણ એક વરસમાં તો સાતસોના નવસો થઇ જશે. અને એ નવસો ન ભરાયા અને તેમણે ફરીયાદ માંડી દીધી, તો હજારજ માની લેવા. એક વરસમાં એવી શી ઉપજ થઈ જશે? બીચારા કેટલા ભલા છે, કે મારી દશા જાણવા છતાં બસો રૂપિયા કાઢી આપ્યા હતા. હવે તે તેમને પાછા વાળી આપવા શી રીતે? ખેતર પણ કાંઇ એટલી બધી પેદાશવાળું નથી કે તેની પેદાશ કોઇને માંડી આપીને તેની પાસેથી રૂપિયા લઇને આબરૂ બચાવું. બે બળદ છે. પણ તેય એવા સારા કયાં છે કે તેમને વેચી નાખતાં બસો રૂપિયા પણ મળી જાય! બળદ બીચારા તે અડધા પણ નથી રહ્યા. હવે આબરૂ ખુદાના હાથમાં છે. હું તો મારાથી બનતું કરી ચુકયો.

સવારનો સમય હતો. રહેમાન પોતાના ખેતરના મેડા ઉપર ઉભો રહીને પોતાના સર્વનાશનું દશ્ય જોતો હતો, એટલામાં તેણે જોયું કે જમનાદાસનો પટાવાળો ખભા પર લાઠી રાખીને ચાલ્યો આવે છે. આ જોઇને તેના મનમાં ધ્રાસ્કો પડયોઃ "ખુદા! હવે તું જ આ મુશ્કેલીને દૂર કર. કયાંક આવતા વેંતજ ગાળો ન દેવા માંડે. યા મેરે અલ્લાહ! મદદ કરજે."

પટાવાળાએ પાસે આવીને કહ્યુંઃ "રૂપિયા લઇને પાછા આપવાનું નથી જાણુતા! મુદત કાલે ખલાસ થઈ ગઇ. જાણો છો ને શેઠને? રૂપિયા ભરતાં એક દિવસનું પણ મોડું થયું, એટલે તેમણે ફરીયાદ માંડી જ દીધી સમજી લો."

રહેમાન કંપી ઉઠયો. તેમણે કહ્યુઃ "અહીંની દશા તો તમે જુઓ છો ને!"

"અહીં દશા-બશાની વાત કરવાનું કામ નથી. આ બહાનાં કોઇ બીજાને બતાવજો. સાતસો રૂપિયા લઇને ચાલો, અને મુંગેમુંગા

ગણી આપીને પાછા ચાલ્યા આવો." "જમાદાર, બધીય શેરડી બળી ગઇ. ઇશ્વર જાણે છે. આ વખતે પાઇએ પાઇ ભરી દેત પણ કુદરતી કોપને લીધે લાચાર છું." "હું આ કાંઇ ન જાણું. તમારી શેરડી વિષે કાંઈ શરત કરી ન હતી. હમણાં જ ચાલો, શેઠ બોલાવે છે. જે કહેવું હોય તે શેઠને કહેજો."

આમ કહીને પટાવાળો રહેમાનનો હાથ પકડીને તેને ખેંચીને લઇ જવા લાગ્યો. બીચારાને ઘરમાં જઇને ફેંટો બાંધી લેવાની પણ તક ન આપી.

પાંચ માઇલનો રસ્તો કપાઇ ગયો અને રહેમાને એકવાર પણ માથું ઉંચું ન કર્યું. બસ, વારે ઘડીએ "યા અલી! મશ્કેલી દૂર કરજે." એ જ શબ્દો તેના મોંમાંથી નીકળતા હતા. તેને હવે આ જ નામ પર ભરોંસો હતો. તેજ નામ તેની હિમ્મતને ટકાવી રાખતું હતું, નહિ તો તે કદાચ રસ્તામાં જ પડી જાત.

જમનાદાસ બારણા આગળ ફરતા હતા. રહેમાન જઇને તેમના પગ પર પડી ગયો, અને બોલ્યો: "શેઠ, મોટી મુશીબત આવી પડી છે. અલ્લાહ જાણે છે, કે હું સાવ બરબાદ થઈ ગયો છું."

જમનાદાસ: શું બધી શેરડી બળી ગઈ?

"આપ સાંભળી ચુક્યા છો કે શું? શેઠ, જાણે કોઇએ ખેતરમાં ઝાડું મારી દીધું હોય, તેમ બધું સાફ થઇ ગયું. આખા ગામની શેરડી કરતાં ઉંચી, જાડી અને ખીચોખીચ શેરડી થઇ હતી. આ એવી આફત પડી ન હોત, તો બીજું તો નથી કહી શકતો પણ આપના રુપિયા પુરેપુરા ભરી દેત."

"તો હવે તમારો શો જવાબ છે? રુપિયા આપો છો કે ફરીયાદ જ માંડી દઉં?"

"આપ માલિક છો, આપની ઇચ્છામાં આવે તેમ કરો. હું તો એટલું જ જાણું છું કે આપના રુપિયા મારા માથા પર છે અને

મારે આપની પાઇએ પાઈ ભરી આપવી છે, એ વાત ખરી છે. મારું ધાર્યું કાંઇ નથી થતું. બે વખત આપને વાયદા કર્યા અને બંને વખત હું ખોટો પડયો. હવે વાયદો નહિ કરૂં. મને જ્યારે જે કાંઇ મળશે, તે લઈ આવીને આપના પગ ઉપર મુકી દઈશ. મહેનત કરીને, મજુરી કરીને, પેટ પર પાટા બાંધીને, જે કોઇ પણ રીતે બની શકશે, તે રીતે આપના રુપિયા ભરી આપીશ "

જમનાદાસે હસીને કહ્યું: " તમારા મનમાં અત્યારે સૌથી મોટી ઇચ્છા શી છે ? "

" એ જ કે આપના રુપિયા કોઈ રીતે ભરાઇ જાય. સાચું કહું છું, શેઠ, અલ્લાહ જાણે છે. "

ઠીક, તો સમજી લો કે મારા રુપિયા પુરેપુરા ભરાઈ ગયા. "

" અરે શેઠ, આમ કેવી રીતે સમજી લઉં. આ દુનિયામાં નહિ આપું, તો પેલી દુનીયામાં તો આપવા જ પડશે. એમાં કાંઇ છુટકો છે ? તો પછી અહીંજ કેમ ન આપી દઉં ? "

" નહિ રહેમાન, હવે આ વાતની ચિંતા ન કરો, હું અત્યાર સુધી તમારી સચ્ચાઇની કસોટી જ કરતો હતો. હું તમારી સાચ્ચી દાનત જોઇને ખુશી થયો છું. "

" શેઠ, આમ ન બોલો. આવડો મોટો બોજો માથા પર રાખીને હું નહિ મરું. "

" કેવો બોજો ? ભાઇ, તમારા ઉપર મારું કાંઈ લેણું નીકળતું જ નથી અને જો કાંઇ નીકળતું પણ હોય, તો મેં તે માફ કરી દીધું છે. અહીં પણ અને ત્યાં પણ ! હવે તમે મારા એક પૈસાના પણ દેવાદાર નથી. પહેલાં મેં તમારું જે કરજ કર્યું હતું, તેજ હું તમને ભરી આપું છું. હું તમારો દેવાદાર હતો; તમે મારા દેવાદાર ન હતા. તમારી ગાય હજી સુધી મારી પાસે છે. તેણે મને ઓછામાં ઓછું આઠસો રુપિયાનું દૂધ આપ્યું છે. બે વાછડા તો નફામાં જુદા. જો તમે આ ગાય કસાઇને આપી દીધી હોત, તો મને આટલો બધો ફાયદો કેવી રીતે થાત ? તમે તે વખતે પાંચ

રુપિયાનું નુકશાન ખમીને પણ તે ગાય મને વેચી હતી. તમારી તે ઉદારતા મને હજી પણ યાદ છે. તમારા તે ઉપકારનો બદલો વાળવો એ મારી તાકાતની બહાર છે. જ્યારે તમે આટલા ગરીબ અને પૈસાની સખ્ત જરુરિયાતવાળા હોવા છતાં પણ એક ગાયના જાનની સલામતીને માટે પાંચ રુપિયા જેવડી તમારે મન મોટી નુકશાની સહન કરી શકો છો, તો હું તમારા કરતાં સોગણા પૈસા ધરાવતો હોવાથી, જો હું ચારસો-પાંચસો રુપિયા માફ કરી દઉં, તો તેમાં હું કોઈ મોટું કામ નથી કરતો. તમે ભલેને જાણી જોઇને મારી ઉપર કોઈ ઉપકાર ન કર્યો હોય, પણ ખરું જોતાં તે મારા ધર્મ ઉપર એક મોટો ઉપકાર જ હતો; કારણ કે તે વખતે મારી સ્થિતિ એવી સારી ન હતી, કે હું પાંચ-દશ રુપિયા વધારે આપીને પણ તમારી ગાય ખરીદી દઉં. પૈસાની તંગીને લીધે કદાચ હું ગાયને બચાવવાનો મારો ધર્મ ચુકી જાત પણ તમે મારો ધર્મ બચાવી લીધો. એટલું જ નહિ પણ તમારી ગાયે મને સારા પૈસા પણ મેળવી આપ્યા છે. તો પછી હું તમારી પાસેથી રુપિયા કેવી રીતે લઇ શકું ? અને વળી મેં તમને ધર્મના કામને જ માટે રુપિયા આપ્યા હતા. એટલે બસ, હું અને તમે બંને બરાબર થઇ ગયા. તમારા બંને વાછડાં મારે ત્યાં છે. મરજી હોય તો લઇ જાઓ. તમારી ખેતીના કામમાં આવશે. તમે સાચ્ચા અને શરીફ માણસ છો. હું તમને મદદ કરવાને હમ્મેશાં તૈયાર રહીશ.

રહેમાનને એવું જણાયું કે તેની સામે કોઇ ફરિશ્તો બેસે છે. મનુષ્ય ઉદાર હોય, તો ફરિશ્તો છે અને મખ્ખીચુસ હોય, તો શયતાન છે. રહેમાનના મોંમાંથી ધન્યવાદના શબ્દો પણ ન નીકળી શકયા. મોટી મુશ્કેલીથી આંસુઓને રોકીને તેણે કહ્યું "આપ સાહેબને આ નેકીનો બદલો ખુદા આપશે. હું તો આજથી મને આપનો ગુલામ જ માનીશ."

"નહિ ભાઇ, તમે મારા દોસ્ત છો, ભાઈ છો."

બ્યાશી

# સંગ્રામ - યાત્રા

આજે સવારથી જ ગામમાં ધમાલ મચેલી છે. આજે સત્યાગ્રહીઓની એક ટુકડી ગામમાં આવવાની છે તેમના સ્વાગત માટે ગોવિંદ પટેલના ઘરને આંગણે ચંદરવો પણ બંધાઈ ગયો છે. તેમના ભોજન માટે લોટ, ઘી, શાકભાજી, દૂધ, દહીં વિગેરે એકઠું કરવામાં આવે છે. સૌ કોઇ પોતે જે ચીજ આપી શકે, તે ચીજ ઘણી હોંશથી લાવીને પટેલને ત્યાં આપી જાય છે. સૌએ પોતાનાં ઘરોને અને ગામના રસ્તાઓને સાફસુફ કરી દીધા છે. કાચાં ઘરો અને રસ્તાઓ જાણે હસતા હોય તેમ જણાય છે. સૌના ચહેરા ઉપર ઉમંગ છે, હોંશ છે. આનંદ છે.

ગામમાં જો કોઈ દુઃખી હોય, તો તે એક માત્ર કાશી ડોશી જ છે. તે પોતાની ન્હાની શી ઝુંપડીનાં બારણાં ઉપર બેઠી બેઠી પોતાની પંચોતેર વર્ષની જૂની, સંકોચાઇ ગયેલી આંખો વડે આ ધામધુમ જોઇ રહી છે અને દીલગીર થઇ રહી છે;

ત્યારશી




કેમકે તેની પાસે એવું કાંઇ જ નથી, જે લઈને તે ગોવિંદનાં બારણા પર જાય અને કહે "હું મહાત્માજીના સત્યાગ્રહીઓ માટે આ લાવી છું." કાશીએ એક વખત સારા દિવસો પણ જોયા હતા. એક વખત તે સશકત પણ હતી. પરંતુ ભાગ્યના યોગે તેના ઘરમાં ગરીબાઇ આવી ગઇ હતી અને ઘરનાં બીજાં બધાં માણસો ગુજરી ગયાં હતાં. અવસ્થાના યોગે તેના શરીરમાં અશક્તિ આવી ગઇ હતી. તેને એ દિવસ યાદ આવતો હતો, જ્યારે તે પોતાના વૃદ્ધ પતિને લઇને અહીંથી બે ગાઉ દૂર મહાત્માજીનાં દર્શન કરવા ગઇ હતી. આજે તેના ગામમાં સત્યાગ્રહીઓ આવવાના હતા તેમનાં દર્શન કરવા તે ઉત્સુક તો ઘણી જ હતી, પરંતુ આજે તેની અશક્તિએ તેને બાંધી રાખી હતી. આ કારણથી તે મનમાં ને મનમાં દુઃખી થતી હતી.

કાશી હજી બેઠેલી હતી એટલામાં શોર મચી ગયો કે "સત્યાગ્રહીઓ આવી ગયા!" ગામનાં બધાં સ્ત્રી-પુરુષ અને બાળકો સુદ્ધાં પોતાનાં બધાં કામકાજો છોડી દઈને તેમનું સ્વાગત કરવા ચાલ્યાં. થોડીવારમાં ત્રિરંગી રાષ્ટ્રધ્વજ દૂર હવામાં ફરફરતો દેખાયો.

લોકોએ રાષ્ટ્રધ્વજનો જયઘોષ કર્યો. સ્ત્રીઓ રાષ્ટ્રીય ગીતો ગાવા લાગી. થોડીવારમાં યાત્રીઓનું દલ સ્પષ્ટ દેખાવા લાગ્યું. બે બે માણસોની હારો હતી. દરેકના શરીર પર ખાદીનું પહેરણ હતું. માથા પર ગાંધી ટોપી, બગલમાં લટકતી થેલી. પછી તેમનો કંઠ સ્વર પણ સંભળાવા લાગ્યો. તેમના કંઠોમાંથી એક રાષ્ટ્રીય જુસ્સાભર્યું ગીત નીકળતું હતું. આ ગીત સાંભળતાં લોકોનાં હૃદયમાં સ્ફુર્તિ આવવા લાગી.

ગામના લોકોએ સામે જઇને યાત્રીઓનું સ્વાગત કર્યું. યાત્રીઓનાં માથાં પર ધૂળ ભરાઇ ગઇ હતી, હોઠ સુકાઇ ગયા

હતા, ચહેરા કરમાઇ ગયા હતા; પણ તેમની આંખોમાં આઝાદીની જ્યોતિ ચમકતી હતી. સ્ત્રીઓ ગાતી હતી, બાળકો જયઘોષો કરતાં હતાં અને પુરુષો પોતાની પછેડીઓ વડે યાત્રીઓને પવન નાખતા હતા. આ માનવ મેદનીમાં કાશી ડોશી પણ મહા મુશ્કેલી વેઠીને આવી હતી. તે પોતાની લાકડીને ટેકે સૌની પાછળ ઉભી હતી પણ તેની



આંખો ચમકારા મારતી હતી અને તેના મુખ પર આનંદની ઝલક છવાઈ ગઈ હતી. આજે તેનામાં અજબ ઉત્સાહ આવી ગયો હતો. તેની વૃદ્ધાવસ્થાની અશક્તિ કોણ જાણે કયાં ચાલી ગઈ હતી !

અચાનક તે આનંદાવેશમાં આવી જઇને લોકોની ભીડને ભેદીને સત્યાગ્રહીઓની સામે આવીને ઉભી રહી. તેણે સ્વાતંત્ર્ય-સંગ્રામના સૈનિકોને તેમના સંગ્રામમાં સફળ થવાના આશીર્વાદ આપ્યા અને જુસ્સાથી બોલવા લાગી. " આ વીર સત્યાગ્રહીઓને જોઇને આજે મારો બુઢાપો કયાંય ભાગીઃ ગયો છે. આ વીરોને જોઇને મારી છાતી વેંત વેંત ફુલી જાય છે. આપણાં દુઃખો દૂર કરવાને માટે જ આમણે આ કષ્ટ ઉઠાવ્યું છે. આપણે અમલદારોના ઘણા જોર–જુલમો સહન કર્યાં છે, તેમની ધમકીઓ અને ગાળો પણ સાંભળી છે અને તેમ છતાં પણ આપણને તેમની સેવા ચાકરી કરવાની ફરજ પડી છે. પણ હવે તો આ જોર-જુલમોનો નાશ કરવાને આ જુવાનો તૈયાર થયા છે. આપણા લોકો એક વખત ખાધે પીધે સુખી હતા. પણ આ સરકારે આપણું તે સુખ લુંટી લીધું અને આપણને દરેક રીતે પાયમાલ કરી નાખીને આપણને ભૂખમરામાં લાવી મુકયા છે. પેટની આગે આપણને બાળી નાખ્યા છે. બોલો, સાચું કહેજો, અહીં આટલા માણસો છે, તેમાંથી કોઇએ કદી પેટ ભરીને રોટલો ખાધો છે ? ઘી કોઇને સુંઘવા પણ મળ્યું છે ? કોઇએ નીરાંતે કદી પુરી ઉંઘ

પણ લીધી છે ? જે ખેતરનું મહેસુલ આપણે એક વખત ત્રણ રૂપિયા આપતા હતા, તેનું જ મહેસુલ હમણાં નવ રૂપિયા આપવું પડે છે. શું ધરતી હમણાં સોનું પકાવે છે ? કામ કરતાં કરતાં છાતી ફાટી જાય, પણ આપણા હાથમાં કાંઈ ન રહે. એ તો આપણે જ એવા છીએ કે આટઆટલું સહન કરવા છતાં પણ જીવીએ છીએ. બીજા કોઇ હોત, તો કાં તો આ જુલમ કરનારાઓને મારી નાખત કે કાં તો પોતે જ મરી જાત. ધન્ય છે મહાત્માજીને કે તેમણે ગરીબોનાં દુઃખો ધ્યાનમાં લીધાં અને તે દૂર કરવાને તનતોડ મહેનત કરી રહ્યા છે. તેમના ઉપદેશથી તેમના આ સારા કામમાં મદદ કરવાને હજારો સત્યાગ્રહીઓ બહાર પડયા છે. તેઓમાંના આ કેટલાક વીરો આ સરકાર સામે અહિંસા અને સવિનય કાયદાભંગ હથીયારથી લડવા જતાં આપણા ગામમાંથી નીકળ્યા છે. આપણાં અહોભાગ્ય કે આપણી ભુમિ તેમનાં પગલાંથી પાવન થઇ છે અને આપણને તેમનો સત્કાર કરવાની તક સાંપડી છે. આપણે ઇચ્છીએ કે તેઓ પોતાનો શુભ હેતુ પાર પાડે. બોલો શ્રી મહાત્માજીની જય ! સ્વરાજ્યની જય ! હિંદ માતાની જય ! ”

લોકોએ પણ આનંદમાં આવી જઇને પ્રચંડ અવાજ કર્યો. મહાત્માજીની જય ! સ્વરાજ્યની જય ! હિંદમાતાની જય ! ”

વીર સૈનિકોનાં મુખ ચમકી ઉઠયાં. હૃદય ખીલી ઉઠયાં. તેઓ આ ગામ લોકોના ઉત્સાહથી મનમાં ખુશી થતા થતા તેમની સાથે જવા લાગ્યા.

ગોવિંદ પટેલનાં બારણાં પર કેંક ગામોના લોકો આવીને એકઠા થયા હતા, અને જમીન ઉપર શાંતિથી બેસી ગયા હતા. અત્યારે સભા થવાની હતી અને તેમાં સત્યાગ્રહીઓનો આગેવાન ભાષણ કરવાનો હતો. તેનું ભાષણ સાંભળવાને લોકો ઘણી

ઉત્સુકતાથી તેની રાહ જોતા બેઠા હતા. થોડીવાર પછી સત્યાગ્રહીઓ જમી પરવારીને સભામાં આવ્યા. લોકોએ આનંદમાં આવીને જય જયકાર કર્યો. પછી સત્યાગ્રહીઓના આગેવાને ઉભા થઇને ભાષણ કરવા માંડયું : " બહેનો અને ભાઇઓ, તમે આજે અમારો જે આદર-સત્કાર કર્યો છે, તે માટે અમે તમારા આભારી છીએ. તમે અમારા હેતુ માટે અમારા તરફ જે ઉત્સાહપૂર્વક સહાનુભુતિ બતાવી છે તેથી અમને એવી આશા બંધાય છે, કે આપણી પરાધીનતાની બેડીઓ હવે જલ્દીથી જ કપાઇ જશે. તમારામાં જે સરળતા જે સચ્ચાઈ, જે તનતોડ મહેનત કરવાની શક્તિ અને જે ધર્મબુદ્ધિ છે, તે બીજા કોઈ પણ દેશોના લોકોમાં નથી. હું તો એમ જ કહીશ કે તમે મનુષ્ય નહિ પણ દેવ છો. તમારે મોજ શોખ સાથે મતલબ નથી. નશા પાણીની દરકાર નથી. પોતાનું કામ કરવું અને પોતાની સ્થિતિમાં સંતોષ રાખવો, તે તમારો આદર્શ છે; પરંતુ કમનશીબે તમારૂં આ દેવત્વ જ, તમારૂં આ સીધાપણું જ તમોને ધીમે ધીમે ભુખમરા ભેગા કરી રહ્યું છે. તમોને પરાધીનતામાં વધારે અને વધારે જકડી રહ્યું છે અને તમને સ્વરાજ્ય મેળવવા નિરૂત્સાહ કરી રહ્યું છે. ખેતરોનાં મહેસુલો વધતાં જાય છે અને તમે ચૂં પણ ન કરતાં મુંગે મોઢે ભર્યે જાઓ છો. સત્તાધીશો તમને નીચોવતા રહે છે, અને તમે જીભ પણ હલાવતા નથી, એનું પરિણામ એ આવ્યું કે સરકાર તમને બંને હાથે લુંટે છે પણ તમને તેની ખબર પડતી નથી. તમારા હાથમાંથી બધા ધંધારોજગાર છીનવાઈ લેવાતા જાય છે, તમારો સર્વનાશ થતો જાય છે; પણ તમે આંખ ઉઘાડીને જોતા નથી. પહેલાં લાખો બાઈઓ સુતર કાંતી, કાપડ વણીને ગુજરાન ચલાવતા હતા; પણ હવે લગભગ બધું કાપડ પરદેશથી આવે છે અને આપણું પુષ્કળ ધન પરદેશ તણાઇ જાય છે. પહેલાં કરોડો માણસો પોતાને માટે જોઇતું મીઠું અહીં જ દરીયાના પાણીમાંથી છુટથી પકાવી લેતા.

પણ હવે તેમ કરવાની સરકારી કાયદાથી મનાઈ છે। સરકાર મીઠું પકવવાના ઈજારાઓ આપે છે, અને પ્રજા- રદારો પાસેથી મીઠાની લાગત કિંમત કરતાં અનેક ઘણો કર લે છે; તેથી ગરીબ માણસોને મીઠું ઘણું મોંઘુ પડે છે. આ ઉપરાંત પરદેશથી પણ પુષ્કળ મીઠું આપણા દેશમાં આવે છે. આપણા દેશમાં એટલું બધું મીઠું બનાવી શકાય એમ છે કે તેથી આખા દેશનું કામ ચાલી શકે. પણ આપણને તેમ કરવાની છુટ નથી. આપણે વરસે સાત કરોડ કરતાં વધારે રૂપિયા માત્ર મીઠાના કર તરીકે સરકારને આપીએ છીએ. દરિયાને કાંઠે અથવા ખાણોમાં મીઠું ખુબ પડયું હોય છતાં આપણે તેને અડી શકતા નથી. અડવા જતાં દંડ અને કેદને પાત્ર થઇએ છીએ. આવા આવા અનેક કાયદાઓ ઘડીને સરકારે આપણને કચડી નાખ્યા છે. કદાચ થોડા દિવસોમાં આપણા કુવાઓ ઉપર પણ કર નંખાઈ જાય! શું આપણે આવા અન્યાયો સહેતા રહીશું? ખચીત નહિ. અને તેથી જ આ અન્યાયો દૂર કરવા મહા- ત્માજીએ આ સત્યાગ્રહ યુદ્ધ શરુ કર્યુ છે. તેમાં જોડાવાની સૌની ફરજ છે.

એક અવાજ આવ્યો: “પણ અમારાથી શું થઇ શકે? ક્યાં બળવાન સરકાર અને ક્યાં નિર્બળ અમે!”

આગેવાને કહ્યું: “આ જ તો તમારો ભ્રમ છે. તમારી જ ગરદન ઉપર આટલું મોટું રાજ્ય ટકેલું છે. તમે જ આ મોટાં મોટાં લશ્કરો અને મોટા મોટા અમલદારોને પોષો છો; તેમ છતાં તમે ભૂખે મરો છો, અન્યાયો સહો છો, તે એટલા માટે જ કે તમને તમારી શક્તિનું ભાન થયું નથી. એ સમજી લેજો કે દુનિયામાં જે માણસ પોતાનું રક્ષણ નથી કરી શકતો, તે હંમેશાં સ્વાર્થી અને અન્યાયી માણસોનો શીકાર બનેલો રહેશે. આજે જગતનો સૌથી મહાન પુરુષ પોતાના જીવની બાજી રમે છે. હજારો જુવાનો પોતાના જીવને હથેળીમાં

લઇને તમારાં દુઃખોનો અંત લાવવાને તૈયાર થયા છે. જે લોકો તમને નિઃસહાય, નિર્બળ માનીને તમને બંને હાથે લુંટે છે, તેમને એ ક્યાંથી ગમે કે તેમનો શીકાર તેમનાં મ્હોંમાંથી છીનવી લેવાય ? તે તમારા આ શુરા સૈનિકોની સાથે જેટલી સખ્તાઇ કરી શકે છે, તેટલી કરે છે; પણ અમે તે બધુંય સહન કરવાને તૈયાર છીએ. હવે તમે વિચાર કરીને અમને જવાબ આપો, કે તમે અમને કંઇક મદદ કરશો ? તમારામાંથી કેટલાક અમારી સાથે સત્યાગ્રહીઓ તરીકે જોડાશો ? જવાંમર્દોની જેમ બહાર પડીને પોતાને અને પોતાના ભાઈ બહેનોને અન્યાય અને અત્યાચારમાંથી બચાવશો કે કાયરોની માફક બેઠા રહીને નશીબને જ દોષ દેતા રહેશો આવો અમૂલ્ય અવસર ફરીથી કદાચ કદી ન પણ આવે. જો આ અવસર ચુકશો તો પછી સદાયને માટે હાથ ઘસતા જ રહેશો. આપણે ન્યાય અને સત્યને માટે લડીએ છીએ; એટલે ન્યાય અને સત્યના જ હથીયારોથી આપણે લડવાનું છે. અમને એવા વીરોની જરુર છે, કે જેઓ હિંસા અને ક્રોધને દિલમાંથી દૂર કરી પ્રભુ પર પૂર્ણ વિશ્વાસ રાખી સર્વ કંઇ સહન કરી શકે. બોલો તમે મદદ કરશો ?

એકાએક શોર મચી ગયો–પોલીસ ! પોલીસ આવી.

કેટલાકો ગભરાઇ ગયા. પણ બીજા બધા અડગ શાંતિથી બેસી રહ્યા.

પોલીસ–સુપ્રિન્ટેન્ડેન્ટ કોન્સ્ટેબલો અને સીપાઇઓની એક ટુકડી સાથે આવીને સામે ઉભો રહી ગયો. લોકો નીડર રીતે તેની સામે જોઇ રહ્યા.

સુપ્રિન્ટેન્ડન્ટે આંખો કાઢીને ગોવિંદ પટેલને કહ્યું: "કેમ રે ગોવિંદા તેં આ બદમાશોને અહીં કેમ ભેગા કર્યા છે ? તને ખબર નથી આ લોકો સરકારના દુશ્મનો છે ?" ગોવિંદ પટેલે લાલ

લાલ આંખો વડે સુપ્રિ. તરફ જોયું. પોતાના દેશનો ઉદ્ધાર કરવા જાતિભોગ આપવા નીકળેલા સત્યાગ્રહી સૈનિકોના કરવામાં આવતા અપમાનથી તેને ઘણો ગુસ્સો ચઢયો. પણ તે ગુસ્સાને ગળી ગયો. ગોવિંદે હજુ કાંઇ જવાબ દીધો ન હતો, ત્યાં કાશી ડોશી પાછળથી આવીને બોલી: “ શું પોલીસની પાઘડી બાંધી એટલે તમારી જીભ પણ વીફરી ગઈ છે? ગોવિંદ શું તમારો ગુલામ છે કે ગોવિન્દા ગોવિન્દા કહો છો ! અમારા જ પૈસા ખાઓ છો અને અમારી જ સામે આંખો કાઢો છો? તમને શરમ નથી આવતી ?

કાશી જુસ્સાથી કંપતી હતી. સુપ્રિ૦ એક ક્ષણભર સ્થંભી ગયો પણ થોડી વાર વિચાર કરીને અને એક સ્ત્રીની સાથે વાત કરવી એને પોતાને માટે હીણુપત જેવું માનીને તે ગોવિંદ તરફ વળ્યો. “ આ વળી કોણ ડાકણ છે? ઇશ્વરનો ખોફ ન હોત, તો આ ઘડીએ તેની જીભ ખેંચી કઢાવત.”

કાશીએ સુપ્રિ૦ તરફ ઘુરકીને કહ્યું: “ઇશ્વરના ખોફની વાત કરીને શા માટે ઇશ્વરને નાહક બદનામ કરી રહ્યા છો? તમારે અને ઇશ્વરને લાગે વળગે છે શું? તમારો ઇશ્વર તો તમારો ઉપરી અમલદાર છે. જેના તમે જોડા ચાટો છો અને તેના ગમે તેવા હુકમનું પાલન કરો છો. તમને ઇશ્વરનો ડર હોત તો તમે તમારા જ દેશબંધુઓ જે ન્યાય અને સત્યની લડત લડે છે તેમને પકડવા ન આવ્યા હોત. અહીં આવતાં પહેલાં તમારે કોઇ ઉંડા કુવામાં ડુબી મરવું જોઈતું હતું, જેથી પાપ કરવાનો તમારે પ્રસંગ જ ન આવત. આ માણસો તો અમો ગરીબો અને દુ:ખીઓને માટે પોતાના પ્રાણ હોમવાને તૈયાર થયા છે. એમને તમે બદમાશ કહો છો ! બદમાશ તો તમે જ છો કે આ દેશના જ લોકોનું ખાવા છતાં તમે તેમનું જ ખોદો છો. સમજયા ?

કાશીની આ ખરી પણ કડવી વાતો સાંભળીને સુપ્રિ૦ ને

ગુસ્સો આવી ગયો. તેણે કાશીની પીઠ પર પોતાના હંટર વડે જોરથી ફટકો લગાવ્યો અને ભેગા મળેલા લોકો ઉપર હંટર લઇને તુટી પડયો પણ લોકો તે માર શાંતિથી સહન કરી રહ્યા અને પોતાની જગ્યાએથી ખસ્યા નહિ. કાશીની પીઠ પર હંટરનો ફટકો પડતાં તેની આંખે અંધારાં આવી ગયાં; છતાં પણ થોડી ઘણી શકિત એકઠી કરીને તે ટટ્ટાર ઉભી રહી.

ગોવિંદે ગુસ્સે થઇને કહ્યું: " શું એક નિર્બળ ડોશી ઉપર ગુસ્સો બતાવો છો ? ભાઇ. શું ગુલામીએ તમને આવા હીચકારા પણ બનાવી દીધા છે ? સ્ત્રીઓ પર, વૃદ્ધો પર, નિઃશસ્ત્રો ઉપર હાથ ચલાવવો એ ખરા મર્દનું કામ નથી. "

કાશીએ કહ્યું: " મર્દ હોત તો ગુલામ શા માટે હોત ? ભગવાન ! માણુસ આટલો લાગણી વિનાનો પણ થઈ શકે છે ! ભલા, એક અંગ્રેજ આવો જુલમ કરે તો જુદી વાત છે. એનું રાજ્ય છે પણ તમે તો એના ગુલામ છો. તમને રાજ્ય તો નહિ મળે. તમને તો રોટલાના ટુકડાઓ આપીને જ ખુશી રાખશે. ટુકડા રોટલા માટે જ આવું કાળું કામ કરો છો ? આવી નોકરી છોડી દઇને કોઈ બીજું કામ કરો ને ? તેમાંથી પણ તમને રોટલો તો મળી રહેશે. નાહક દેશના દુશ્મન બનીને પાપમાં શા માટે પડો છો ? "

પણ કાશીની વાત ધ્યાનમાં ન લેતાં સુપ્રિ॰ સત્યાગ્રહીઓ તરફ ફર્યો અને તેણે તેના આગેવાનને પુછયું: " તમે કોના હુકમથી આ ગામમાં આવ્યા ? "

આગેવાને શાંતિથી કહ્યું " પ્રભુના હુકમથી. "

સુપ્રિ॰ એ વળી કહ્યું: " તમે લોકોમાં રાજદ્રોહનો ફેલાવો કરો છો. "

આગેવાને એટલી જ શાંતિથી કહ્યું " જો લોકોને તેમની

ખરી સ્થિતિનું ભાન કરાવવું એ રાજદ્રોહ ગણાતો હોય તો બેશક અમે રાજદ્રોહનો ફેલાવો કરીએ છીએ." "તો તમને અને તમારા સાથીઓને પકડવામાં આવે છે. અને ગોવિંદ પટેલ, તમને પણ. કેમકે તમે આ રાજ-દ્રોહીઓને આશરો આપ્યો છે." આગેવાને કહ્યું: "ભલે પકડો." ગોવીંદ પટેલે પણ બહાદુરીથી જવાબ આપ્યો. લોકો હજી મક્કમતાથી બેઠા હતા. તેમના હૃદયમાંથી ભય ચાલ્યો ગયો હતો. માતૃભૂમિની મુક્તિ માટે જે કાંઈ પણ સહન કરવું પડે તે સહન કરવા તેઓ તૈયાર થઇ ગયા હતા.

સુપ્રિં૦ પોતાના ઘોડા ઉપર સ્વાર થયો અને સીપાઇઓને સત્યાગ્રહીઓને તથા ગોવિંદ પટેલને પકડવાનો હુકમ કર્યો.

પુતળાંઓની માફક સીપાઇઓએ સુપ્રિં૦ના હુકમનું પાલન કર્યું. સત્યાગ્રહીઓ તથા ગોવિંદ પટેલ વગર વિરોધે શાંતિથી પકડાયા. લોકોએ "સ્વતંત્રતાની જય!" પોકારી પણ પાછળથી તેઓ જબરા આવેશમાં આવી જઇ, પોલીસની આસપાસ એકઠા થઈ ગયા અને સત્યાગ્રહીઓ અને ગોવિંદ પટેલને પકડી લઇ જવાનો વિરોધ કરવા લાગ્યા.

આ જોઇને સુપ્રિં૦ જરા ગભરાયો. છતાં તેણે આ લાગણી જણાવા દીધા વિના સત્યાગ્રહીઓના આગેવાનને કહ્યું: "આ લોકો તોફાન કરવા ઉલટયા છે. એનું પરિણામ સારૂં નહિ આવે."

આગેવાને જવાબ આપ્યો "નહિ, જ્યાં સુધી અમારામાંથી એક પણ સત્યાગ્રહી અહીં હશે ત્યાં સુધી તમારા ઉપર કોઇ હાથ પણ ઉઠાવી નહિ શકે. તમારી સાથે અમારે કાંઇ વેર નથી. અમે અને તમે બંને એક જ પરદેશી પગ નીચે કચડાઇએ છીએ. એ અમારૂં કમભાગ્ય છે કે અમે અને તમે સામસામા વિરોધી પક્ષમાં ઉભા છીએ."

પછી ગામલોકોને સમજાવતાં આગેવાને કહ્યું: "ભાઇઓ, હું




તમને કહી ચુકયો છું, કે આ સત્ય, ન્યાન અને અહિં-
સાની લડાઈ છે. અને આપણે ન્યાય અને અહિં-
સાના જ હથીયારોથી લડવાનું છે. આપણે આપણા
હિંદી ભાઇઓ સાથે કે કોઇની પણ સાથે હિંસાથી લડવાનું
નથી. સુપ્રિ૰ની જગ્યાએ કોઇ અંગ્રેજ હોત તો પણ આપ-
ણાથી તેને સહેજ પણ ઈજા કરી ન શકાત. સુપ્રિ૰
એ તમારા ગામમાંથી ગોવિંદ પટેલને પકડયા છે તેને હું
ગોવિંદ પટેલનું મોટું ભાગ્ય માનું છું. ધન્ય છે એ લોકોને કે જેઓ
સ્વતંત્રતાની લડાઈમાં જોડાઇને કાંઈ સહન કરે છે. તમે પણ કંઇ
કરી બતાવજો. હવે તમે એક બાજુ ખસી જાઓ અને પોલીસને
જવા દો." લોકોએ આગેવાનનું કહેવું માન્યું. સુપ્રિ૰ અને સીપાઇઓ
ગોવિંદ પટેલને અને સત્યાગ્રહીઓને લઇ ચાલ્યા. લોકોએ જયધ્વની
ગજાવ્યો "ભારત માતાની જય!"

ગોવિંદ પટેલે કહ્યું: "રામ-રામ, ભાઇઓ રામ-રામ! રણ-
જંગમાં ધપ્યા રહેજો. ગભરાવાની જરૂર નથી. પ્રભુ સૌનો તારણ
હાર છે. છેવટે વિજય આપણો જ છે. પ્રભુનો વિશ્વાસ છોડશો માં
અને મર્દોને છાજે તેવું કરજો, ભય સર્વે બુરાઇઓની બુરાઈ છે
એને મનમાંથી કાઢી નાખજો, ફેંકી દેજો. પછી તમને કોઇ નહિ
દબાવી શકે. સત્યબીનાની અને નીડરતાની કદી હાર થતી જ નથી.

આજે પોતે પોલીસના હાથમાં પકડાયેલો હોવા છતાં પણ
ગોવિંદ પટેલને નિર્ભયતાનો જે અનુભવ થતો હતો. તેવો તેને
પહેલાં કદી થયો નહોતો. એને માટે ભયની વસ્તુ નહિ. પણ
ગૌરવની વસ્તુ બની ગઇ હતી.

ગોવિંદ પટેલને પકડી ગયા. લોકો માટે તે શરમાવનારૂં થઇ
પડયું, કે તેઓ પકડાયા છતાં પોતે હજી સ્વાતંત્ર્ય-સંગ્રામમાં કાંઇ

ત્યાંજ

ફાળો આપતા નથી. દરેકના મુખ ઉપર ગહન વેદના તરવરતી હતી. તેઓ પણ કાંઈ કરવા ઉત્સુક હતા. એકાએક કાશી ડોશી ફરીથી બોલવા લાગી: “ભાઈઓ તમે હવે સરકારને તેને ખરા સ્વરૂપમાં જોઈ લીધી હશે. આજે આપણે જોઈ લીધું કે સરકાર આપણું ભલું નહિ પણ બુરૂ જ કરવા ઇચ્છે છે. આપણું ભલું કરવા કોઈ તૈયાર થાય તેને સરકાર ગુન્હેગાર ગણે છે! પટેલનો આ જ ગુન્હો હતો. આવી અન્યાયી સરકારને આપણે કેમ સાંખી રહી શકીએ? જ્યાં સુધી આપણે સ્વાર્થી, ડરપોક અને ગુલામી બનેલા રહેશું ત્યાં સુધી આપણે આવી જ રીતે માર ખાતા રહેશું, અપમાન અને અન્યાય સહેતા રહેશું, પાયમાલ થતા રહેશું. આપણે હવે માથું ઉચકીને બતાવી આપવું જોઈએ કે આપણે પણ જીવતા જાગતા છીએ, આપણને પણ આત્મ સન્માનનું ભાન છે. સરકારના અમલમાં આપણી ઇજ્જત આબરૂ જોખમમાં છે. જો ઇજ્જત જ ન રહી તો પૈસા કમાઇને જીવીને શું કરશો? માટે કાયરતા છોડો. આખરે એક દિવસ પથારીમાં પડયા પડયા મરી જશો, તો પછી આ ધર્મયુદ્ધમાં ઝંપલાવી દેશને ખાતર વીરોની માફક કેમ નથી મરતા? માટે ચાલો નિશ્ચય કરી લો. સત્યાગ્રહ યુદ્ધમાં આવવા જેમનો વિચાર થતો હોય તેઓ પોતાનાં નામો લખાવો. હું ઘરડી ડોશી છું. તો પણ જીવન સફળ કરી લેવા તમારી સાથે જ આવું છું. જેમનો પાછળથી વિચાર થતો હોય તેઓ પાછળથી આવજો.”

એક પછી એક નામો લખાવતાં ગયાં અને દરેક નામ સાંભળીને લોકો જયઘોષ કરતા ગયા. આવતી કાલે સવારે સંગ્રામ યાત્રા શરૂ કરવાનું નક્કી કરી સૌ હર્ષભેર અને દેશપ્રેમથી ઉભરાતા હૃદયે છુટા પડયા. એ સુંદર, સોનેરી, અનેરી સવારે જાણે ઉમંગની ધૂળ

ઉડતી હતી. વાયુની આછી આછી લહરીઓમાં, પ્રકાશનાં આછાં આછાં કીરણોમાં ઉમંગ નાચતો હતો. લોકો જાણે ગાંડા થયા હતા. જાણે સ્વતંત્રતાની દેવી તેમને પોતાની પાસે બોલાવતી હતી. એ જ ખેતરો છે, એ જ બાગ–બગીચા છે, એ જ સ્ત્રી–પુરુષો છે; પણ આજના પ્રભાતના જે આશીર્વાદ છે, જે વરદાન છે, જે વિભૂતિ છે તે આગળ કદી ન હતી. એ જ ખેતરો, એ જ બાગ–બગીચા, એ જ સ્ત્રી–પુરૂષ આજે કોઈ નવીન રંગે રંગાયેલાં જણાતાં હતાં. સૂર્યોદય થતાં પહેલાં જ માણસો એકઠા થઇ ગયા હતા. કેટલાકો સંગ્રામમાં જવા માટે, કેટલાકો તેમનાં દર્શન કરીને તેમને વિદાય આપવા માટે. કાશી ડોશી સૌ સૈનિકોની આગળ ઉભી હતી. એક સૈનિકે તેને સમજાવી "ડોશી મા, તમે ગામમાંથી ચાલ્યા જશો. તો પછી અહીં કોણ રહેશે? તમે ઘણાં ઘરડાં થયાં છો. ત્યાં તમારૂં કામ નહિ. કાંઈ લાગે કારવે તો તમારાથી સહન નહિ થાય. તમે અહીં જ રહીને ગામનું ધ્યાન રાખો."




કાશીએ અડગ ભાવથી કહ્યું:

"બેટાઓ, મારા જવાના તો હવે દિવસો જ છે. આજે નહિ જાઉં તો બે–ચાર મહીના પછી પણ જવાનું છે જ. જીવન સફળ થઈ જશે. બે–ચાર મહિના પછી પથારીમાં પડી પડી જઈશ તો મનની આશા મનમાં જ રહી જશે. દેશની સેવા કરતાં કરતાં મારો જીવ જાય એવું ભાગ્ય ક્યાંથી? ઇશ્વર કરે ને તમને સ્વતંત્રતાનો સારો દિવસ જલ્દી દેખાડે. મારો તમને આશીર્વાદ છે. ચાલો હવે."

સત્યાગ્રહીઓનું સૈન્ય ચાલ્યું. લોકોના મસ્ત અવાજોથી વાતા-

વરણ ગુંજી ઉઠયું. નવા સૈનિકોની સહર્ષ વિદાય, તેમનાં બાળકો સ્ત્રીઓનું ધૈર્ય તેમના માતા-પિતાનો સ્નેહભીનો ગર્વ, એ એક અપૂર્વ અને જોવાલાયક દશ્ય હતું. લોકો ઉભા ઉભા જોતા હતા. અને સત્યાગ્રહીઓનું સૈન્ય રાષ્ટ્રીય-ગીત ગાતું ગાતું જતું હતું. કાશીના પગ જાણે જમીન પર પડતા ન હતા. જાણે વિમાનમાં બેસી સ્વર્ગમાં જતી હતી!

*

# ન્યાયમૂર્તિ

રાવ સાહેબ રતનલાલ એક દેશી રાજ્યમાં ન્યાયાધીશની માનનીય પદવી ભોગવે છે. તેઓ જાહેરમાં ઘણા સત્યનીષ્ઠ, ઘણા સહૃદય, અને ઘણા ઉદાર કહેવાય છે. તેમને ઘણો સારો પગાર મળતો હોવા છતાં પણ તેમની આવક તેમના ખર્ચને માટે પુરતી થતી નથી. ચોથા ભાગના પગારનો તો બંગલાને જ ભોગ અપાઈ જાય છે.

આથી તેઓ ઘણો ખરો વખત એ જ વિચારમાં રહે છે, કે આવક જાવકનાં બંને પાસાં સરખાં કેવી રીતે કરવાં. તેઓ લાંચ તો લેતા નથી—કમીમાં કમી આ વાત જાહેરમાં જાણીતી નથી, જો કે કહેનારા કહે છે, કે તેઓ પણ પ્રસંગે સારી લાંચ લે છે.—પરંતુ એ વાત જાણીતી હતી, કે તેઓ "ભથ્થું" વધારે મેળવવાને માટે પ્રાંતમાં ઘણો વખત પર્યટનો કરતા રહે છે. તે એટલે સુધી કે તેમનાં આ પર્યટનો માટે દર વરસે બજેટના કોઈ નહિ ને કોઈ

બીજા ખાતામાંથી રૂપિયા જુદા કાઢવા જ પડે છે. તેમના ઉપરી અમલદાર જ્યારે તેમને પૂછે છે, કે આટલાં બધાં પર્યટનો શા માટે કરો છો, તો તેઓ જવાબ આપે છે, કે આ પ્રાંતની વસ્તુસ્થિતિ જ એવી છે, કે જો પુષ્કળ પર્યટનો ન કરવામાં આવે તો લોકોમાં શાન્તિ અને વ્યવસ્થા રહે નહિ, તરતોફાન થાય અને અંધેર ચાલે. પરંતુ ખરી વાત તો એ છે, કે રાવસાહેબ પોતાનાં દફતરમાં જેટલાં પર્યટનો નોંધતા હતા, તેટલાં પર્યટનો ખરેખર કરતા ન હતા. પણ કોઈની મગદૂર ન હતી, કે રાવસાહેબ જેવા પ્રતિષ્ઠાવાન પુરૂષની સત્યનિષ્ઠા ઉપર શંકા જાહેર કરી શકે!

રાવસાહેબને લખમણ નામનો એક નોકર હતો. તે રાત-દિવસનો નોકર હતો, પણ ખાવા માટે તેને પોતાને ઘરે જવું પડતું હતું. તેનું ઘર થોડે જ દૂર એક ગામડામાં હતું. એક રાત્રે કોઇ કારણસર તે રાવસાહેબને ત્યાં રાત્રે પાછો આવી ન શક્યો. બીજે દિવસે સવારે તેણે રાવસાહેબને આ વાત કરી અને પોતાની ગેરહાજરી માટે માફી માગી. ત્યારે આ વાતથી અજાણ્યા રાવસાહેબે તેને ઉલટો ધમકાવવા માંડ્યો.

રાવસાહેબ : જ્યારે અમે તને રાત-દિવસને માટે નોકરીએ રાખેલો છે, તો પછી તું રાત્રે તારે ઘરે રહ્યો જ કેમ? પૈસા કાંઈ મફતના નથી આવતા કે તું ગેરહાજર રહે તો પણ તને પગાર મળે. તારો કાલનો પગાર કપાઇ જશે. એ તો ન્યાયની વાત છે. સમજ્યો?"

લખમણ : સાહેબ, એક મહેમાન આવ્યા હતા, નજીકના સગા હતા, એથી જ ન આવી શક્યો. હવે કોઈ વખત હાજરી નહિ ચુકું. આ એક વખતને માટે માફ કરો.

"તો કાલના પૈસા તે મહેમાનની જ પાસેથી લે. એ જ



ન્યાયની વાત છે." "સાહેબ, હવે કોઈ દિ' આવી ભૂલ નહિ કરૂં. આ મારો પહેલો જ ગુન્હો છે."

"બસ, વધારે બક–બક ન કર."

"સાહેબ, હું ગરીબ માણસ . . ."

"બે રૂપિયા દંડ!"

લખમણ રડતો રડતો ચાલ્યો ગયો. એક બલાથી છુટવા જતાં બીચારાને બીજી બલા ગળે વળગી ગઈ. બીચારા ભોળા માણસની ભૂલ જ એ હતી કે તે તેના ગુન્હા માટે માફી મેળવવા ઇચ્છતો હતો. જો તેણે તેનો ગુન્હો જણાવ્યો ન હોત, પોલ ચલાવી હોત, તો તેને કાંઈ થાત નહિ. પણ તેનામાં એવી સફાઈ ન હતી. તે તો રહ્યો ગામડાનો ભલો ભોળો માણસ!

આ એક રાત ગેરહાજર રહેવાની સજા હતી! બીચારો આખા દિવસનું સખત કામ તો કરી ચુકયો હતો ફક્ત રાત્રે અહીં સુતો ન હતો, તેની આ સજા! અને ઘરે બેઠાં હરામનું ભથ્થું ખાનારાઓને કોઇ નથી પૂછતું કે કોઇ નથી સજા કરતું. તેમને સજા તો મળે, અને એવી મળે કે જીંદગીભર યાદ રહે; પરંતુ તેમના ગુન્હાની ખબર પડવી એ જ મુશ્કેલ કામ છે. તેઓ હોશીયારીથી તેમના ગુન્હા પર ઢાંકપીછોડો કરી રાખે છે. લખમણ પણ જો હોશીયાર હોત, તો જરા રાત રહ્યે આવીને તેની ઓરડીમાં સુઈ જાત. અથવા તેમ નહિ તો પોતાની ગેરહાજરીની પોતે જ તો વાત ન કરત. પણ ગરીબ બીચારો આવી હોંશીયારી શીખ્યો ન હતો. તે પોતાની સચ્ચાઈ બતાવવા ગયો તો તેને ધાર્યા કરતાં ઉલટું જ ફળ મળ્યું. સાચાંની દુનિયા જ નથી.

∴ ∴ ∴

લખમણની પાસે કુલ્લે છ એક વીઘાં જમીન હતી. પણ એટલાં જ માણસોનો ખર્ચ પણ હતો. તેના બે છોકરાઓ, બે છોકરીઓ અને સ્ત્રી, સહુ ખેતીના કામમાં લાગેલાં રહેતાં હતાં. છતાં

પણ પેટનો રોટલો નીકળતો ન હતો. આટલી જમીન કેટલોક પાક પકવે? જો ઘરના સહુ માણસો ઘરમાંથી નીકળીને મજુરી કરવા લાગે, તો પેટ પુરતું તો જરૂર કમાઇ શકે એમ હતાં; પરંતુ કુળાભિમાની ખેડુત મજુર કહેવાવાનું અપમાન સહી શકતો ન હતો. આ બદનામીથી બચવાને માટે જ તેણે બે બળદો બારણાં ઉપર બાંધી રાખ્યા હતા. તેના પગારનો મોટો ભાગ બળદોના દાણા–ચારામાં જ ઉડી જતો હતો એટલે કુટુંબનાં માણસોનું ગુજરાન મહામુશ્કેલીએ થતું.

આ બધી મુશ્કેલીઓ તેને કબુલ હતી, પરંતુ ખેતી છોડીને રસ્તાના રખડતા મજુર બની જવું એ કબુલ ન હતું. ખેડુત હોવામાં જે આબરૂ છે, તે કાંઇ મજુર હોવામાં હોઈ શકે છે? ભલે ને મજુરી કરતાં રોજનો રૂપિયો પણ કેમ ન મળતો હોય! ખેતીની સાથે સાથે મજુરી કરવી એ એટલા અપમાનની વાત નથી. બારણાં ઉપર બાંધેલા બળદો તેની આબરૂનું રક્ષણ કરતા રહે છે. પણ એ બળદોને વેચી નાખ્યા પછી કયાંય મોં બતાવવાની પણ જગ્યા રહી શકે એમ છે?

એક દિવસ રાવસાહેબે લખમણને ટાઢથી થરથરતો જોઇને પૂછ્યું "તું કપડાં કેમ નથી શીવરાવી લેતો? નાહકનો ટાઢથી થરથરે છે કેમ?"

લખમણ: સાહેબ, પેટ સારૂ રોટલો તો પુરો નથી પડતો; તો પછી કપડાં તે કયાંથી શીવરાવું?

"તો બળદોને વેચી કેમ નથી નાખતો? સેંકડોવાર સમજાવી ચુકયો, પણ કોણ જાણે કેમ આટલી સહેલી વાત પણ તારી સમજણમાં નથી ઉતરતી."

"સાહેબ, બળદોને વેચી નાખું તો પછી નાતજાતમાં કયાંય મોં બતાવવાને પણ લાયક નહિ રહું. છોકરાંઓના વિવાહ નહિ

થવા પામે. નાતની ગણુતરીમાં જ નહિ રહું. “ આવી આવી મુર્ખાઇ ભરેલી રૂઢીઓને વળગી રહેવાથી જ તમારા લોકોની આવી માઠી હાલત થઈ રહી છે. તમે લોકો બાપના કુવામાં ડુબી મરવાનું જ જાણો છો. તમારામાં બીજી જરાય અક્કલ નથી. ટાઢે મરે, પણ બારણાં ઉપર બળદ બાંધેલા રાખે એવા મૂર્ખ માણુસ



ઉપર દયા કરવી એ પણ પાપ છે. મેં તો મારા કુટુંબમાં આગળથી ચાલતી આવેલી કેટલીય નુકશાનકારક રૂઢીઓ ત્યાગી દઇને, નાહકના ખર્ચમાંથી ઉગારીને પુષ્કળ પૈસા બચાવી લીધા છે. પહેલાં પૈસાનો સવાલ. પછી બીજી બધી વાત. ”

∴ ∴ ∴

રાવસાહેબની કોર્ટમાં એક ઘણું ધ્યાન ખેંચનારો કેસ રજુ થયો હતો, તે શહેરનો એક શ્રીમંત ખૂનના અપરાધમાં સપડાઈ ગયો હતો. તેને નિર્દોષ ઠરાવવાને માટે રાવસાહેબની ખુશામતો થવા લાગી હતી. તેમને ગુપ્ત રીતે અરજી ઉપર અરજી થવા લાગી હતી.

શ્રીમંતની આબરૂ જવાની વાત હતી, શ્રીમંતે નિશ્ચય કર્યો હતો, કે ભલે બધી માલ મીલ્કત વેચાઈ જાય, પણ આ કેસમાંથી દુનિયાની દ્રષ્ટિએ તો નિષ્કલંક જ નીકળી જાઉં. નહિ તો દુનિયામાં મોં બતાવી નહિ શકાય, ઝેર ખાઇને મરી જવું પડશે.

રાવસાહેબને સારા સારા ઓદ્દેદાર માણુસોની ભલામણો પહોંચાડવામાં આવી, પણ રાવસાહેબ પર કાંઈ અસર ન થઈ, લાંચ આપવાની વાત ચોખ્ખી રીતે કરવાની શ્રીમંતના માણુસોની હિંમત ચાલતી ન હતી, છેવટે જ્યારે કોઇ ઉપાય કામ ન લાગ્યો ત્યારે શ્રીમંતની પત્નીએ રાવસાહેબની પત્નીને મળીને સોદો નક્કી કરવાનું ઠર્યું:

રાતના દશ વાગ્યા હતા, બંને સ્ત્રીઓમાં અરસપરસ ધીમે

ધીમે વાતો થતી હતી, વીશ હજારની વાતચીત હતી, રાવસાહેબની પત્ની તો એટલી ખુશી થઈ ગઈ કે તે જ વખતે રાવસાહેબની પાસે દોડતી દોડતી ગઈ અને બધી વાત કરીને કહેવા લાગી " લઈ લો ! લઈ લો ! વીશ હજાર રુપિયા ઘડીકમાં મળી જાય છે ! ! આટલા રુપિયા આખી જીંદગીમાં પણ નહિ મળે. તમે નહિ લો. તો હું લઇશ, લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, તો ચાંલ્લો કરાવી લો."

રાવસાહેબે કહ્યું " આટલી અધીરી ન થા, તે તારા માટે પોતાના મનમાં શું ધારશે ? એમ જ કે ભીખારણ છે, તે વીશ-હજાર રુપરડી મળતાં ગાંડીઘેલી થઇ ગઈ. આપણી આબરૂનો પણ કાંઇક તો વિચાર છે કે નહિ ? માની લીધું કે રકમ મોટી છે, અને આનાથી આપણે ભવિષ્યમાં સારી રીતે રહી શકીશું, પરંતુ એક 'સીવીલીયન'ની આબરુ પણ કોઈ સાધારણ ચીજ નથી, તારે પહેલાં ગુસ્સે થઇને છંછેડાઇને, કહેવું જોઈતું હતું કે " ખબરદાર ! મારી સાથે આવી અધર્મી વાત કરવી હોય તો અહીંથી ચાલી જા. હું મારા કાને આવી વાત સાંભળવા નથી ઇચ્છતી. "

" આમ તો મેં પહેલેથી જ કહ્યું હતું. ગુસ્સે થઈને તેને ખુબ ખરી–ખોટી સંભળાવી, શું હું એટલું પણ નહિ જાણતી હોઉં ? મેં તો એમ પણ કહ્યું કે વીશ હજાર તો શું પણ પચાસ હજારની પણ વાત હોય તો પણ રાવસાહેબ કદી અધર્મ કરે નહિ, એ તો બીજા ધર્મરાજા છે ! પણ બીચારી મારા પગ પર માથું મુકીને રડવા લાગી અને કહેવા લાગી કે દયા કરો, દયા કરો, ઇશ્વર તમારૂં ભલું કરશે. "

" એમ કહ્યું કે નહિ કે રાવસાહેબને વાત કરીશ, તો મને કાચીને કાચી જ ખાઇ જશે !"

" અરે હા, મેં આવી આવી કેટલીય વાત કરી. પણ તે કોઇ

રીતે માની નહિ. બીચારી રડીને જીવ કાઢી નાખે છે." રાવસાહેબ પોતાની પત્નીની હોશીયારીથી ખુશી થઈ ગયા અને આનંદમાં આવી જઇને તેમણે તેને ગળે લગાડી દીધા. "તેં તેને વચન તો નથી આપી દીધું ને?" "વચન! હું તો રૂપિયા લઈને પેટીમાં પણ મુકી આવી છું. નોટનું બંડલ હતું." "કોને ખબર ઇશ્વર તને કદી અક્કલ આપશે કે નહિ?" "હવે શું આપે? આપવાનો હોત તો પહેલેથી જ ન આપી દેત?"

"હા, જણાય તો એમ જ છે. મને કહ્યું પણ નહિ, અને રૂપિયા લઇને પેટીમાં મુકી દીધા. બૈરાંની બુદ્ધિ પાનીએ જ. જો કોઈ રીતે વાત ખુલ્લી થઇ ગઇ, તો પછી હું કયાંયનો નહિ રહું."

"તો હજી કયાં દાળ–ચોખા ભેળા થઇ ગયા છે! વિચાર કરી લો બરાબર. કાંઇ જોખમ જેવું હોય, તો હું જઇને રૂપિયા પાછા આપી આવું. પેટીમાં મુકી દેવાથી થોડું જ ગુન્હેગાર બની જ-વાય છે?"

"અરે, હવે તો જે કાંઇ થવાનું હતું, તે થઇ ચુકયું. ઈશ્વર પર ભરોસો રાખીને ખરૂં ખોટું કરવું જ પડશે. જાણે છે કે આ સાપના મોંમાં આંગળી નાખવા બરાબર છે? તું જાણે છે કે મને આવી લાંચ–રિશ્વતની વાતો તરફ કેટલી નાપસંદગી છે. છતાં પણ તું અધીરી થઇ જાય છે, અને ઉંધું ચતું કરી બેસે છે. આ વખતે તારી ભુલથી મારો ધર્મ ડુબે છે. મેં મનમાં નકકી કરી રાખ્યું હતું કે આ કેસમાં બીલકુલ હાથ નહિ નાખું. પણ તારા દોઢ ડહાપણ આગળ મારૂં કાંઈ ચાલવા પામે ત્યારે ને!"

"તો હું જઇને રૂપિયા પાછા આપી આવું છું."

"અને હું જઇને ઝેર ખાઇ લઉં છું. ખબર છે કે એક વખત વચન આપી દીધા પછી તે ન પાળવું એના કરતાં મરી

કેટલેય દરજ્જે સારું છે ? ” આ બાજુ પતિ–પત્ની વચ્ચે આ પ્રમાણે દંભનું નાટક ચાલતું હતું તે જ વખતે બીજી બાજુ લખમણ પોતાના ગામના પટેલના ખેતરમાંથી બાજરાના, ડુંડા કાપી લીધેલા અને સુકાઈ ગયેલા, સાંઠાઓ કાપતો હતો. આજ રાત્રે તે ઘરે જમવા ગયો ત્યારે તેણે જોયું, કે બળદોને માટે ચારાનું એક તણખલું નથી. તેને પગાર મળવામાં હજી કેટલાય દિવસની વાર હતી, અને હમણાં તેની પાસે બીલકુલ પૈસા ન હતા. એટલે તે આજ ને આજ તો ચારો વેચાતો લઇ શકે એમ ન હતું. ઘરનાં માણસોએ દિવસે થોડુંક ઘાસ વાઢી લાવીને તેમને ખવડાવ્યું તો હતું. પણ એટલા ઘાસથી આખા દિવસના ભુખ્યા બળદોનું શું વળે ? બંને બળદો ભુખ્યા ઉભા હતા.

પોતાના ધણી લખમણને જોતાં જ બંને બળદો પુંછડાંઓ ઉભાં કરીને હુંકારવા લાગ્યા. તે તેમની પાસે આવ્યો એટલે તેઓ તેની હથેળીઓ ચાટવા માંડયા. બીચારો લખમણ મન મારીને રહી ગયો. તેણે વિચાર કર્યો, કે અત્યારે તો કાંઇ થઈ શકે એમ નથી, પણ સવારના કોઇક પાસેથી થોડાક પૈસા ઉછીના લઈને ચારો લઈ આવીશ. ’,

લખમણ જમીને બહાર નીકળ્યો. તેણે બળદો તરફ નજર કરી તો જોયું કે તેઓ હજી ભૂખથી ટળવળતા ઉભા હતા. અજવાળી રાત હતી. લખમણે જોયું કે બંને બળદો તેના તરફ આશા અને યાચનાની દયાજનક નજરે જોઇ રહ્યા છે. તેમની ક્ષુધા–વેદના જોઇને તેની આંખો સજલ થઇ ગઈ ખેડુતને પોતાના બળદો પોતાના છોકરાઓ જેટલા વહાલા હોય છે, તે તેમને પશુ નહિ, પણ પોતાના મિત્ર અને મદદગાર જ માને છે. બળદોને ભૂખ્યા ઉભેલા જોઇને તેનું કાળજું કપાઈ ગયું. તેણે કંઇક વિચાર કર્યો, દાતરડું અને દોરડું લીધું અને ચારાની શોધમાં ચાલ્યો.

ગામની બહાર બાજરાનાં ખેતરો ભરેલાં ઉભાં હતાં. ડુંડાં

કાપી લેવામાં આવ્યાં હતાં અને ફક્ત સુકાઇ ગયેલા સાંઠા જ ઉભા હતા. લખમણના હાથ ધ્રુજવા લાગ્યા પરંતુ બળદોની ભુખની યાદે તેને ઉત્તેજીત કરી દીધો. તે ઇચ્છત, તો કેવડોય મોટો ભારો કાપી લઇ શકે એમ હતું. પરંતુ તે ચોરી કરતો હોવા છતાં પણ ચોર ન હતો. તે આ કામ ન છુટકે જ કરતો હતો. તેથી તેણે ફકત એટલા જ સાંઠા કાપ્યા જેટલા બળદોને માટે એક રાતને માટે પુરતા હતા.

તેણે વિચાર કર્યો કે જો ખેતરનો ધણી મને જોઈ જશે તો હું તેને કહી દઈશ, કે બળદો ભૂખ્યા હતા, તેમને માટે ચારો મેળવવા મારા પાસે કાંઇ પૈસા ન હતા, એટલે નિરૂપાયે થોડોક ચારો કાપી લીધો. એટલે તે મને કાંઈ બોલશે નહિ. મને ભરોસો છે, કે નિરૂપાયે એક જ વખત કાપેલા થોડાક ચારાને માટે કોઇ મને પકાડવશે નહિ. હું વેચવાને માટે તો કાંઇ ચારો કાપતો નથી તો પછી એવો દયા વિનાનો કોણ હશે કે મને પકડાવી દેય? બહુ કરશે તો તે પોતાના માલના પૈસા લઈ લેશે. બીજું શું કરશે?

પણ ગરીબનું નશીબ બે ડગલાં આગળને આગળ જ હોય છે. સંયોગવશાત્ થાણાનો સીપાઇ તે બાજુ આવી ચડયો. તે પાડોશના એક માણસને ત્યાં જુગાર રમાતો હોવાની ખબર મળતાં કાંઇક "પાન–સોપારી" મેળવવા માટે ત્યાં જઇ ચડયો હતો. અને તેને દશેક રૂપિયા મળી ગયા હતા, એટલે તેણે આંખ આડા કાન કરી દીધા હતા. તે ત્યાંથી પાછો ફરતો હતો.

સીપાઇએ લખમણને ચારાનો ભારો માથા ઉપર ઉપાડતો જોતાં તેને મનમાં શંકા થઇ આટલી રાત વીત્યે કોણ ચારો કાપે? હોય ન હોય, પણ જરૂર કોઇ ચોરીથી કાપી લઇ જાય છે. આમાં પણ મને જરૂર બે–પાંચ પૈસા મળી જશે.

સીપાઇએ ધમકીના સાદે બૂમ પાડી "કોણ ચારો લઇ

જાય છે ? ઉભો રહે !" લખમણે ચમકીને પાછળ જોયું, તો પોલીસનો સીપાઈ ! તેના હાથ–પગ ભાંગી ગયા. તેણે બ્હીકથી કંપતા કંપતા કહ્યું "હવાલદાર સાહેબ, થોડોક જ ચારો કાપ્યો છે. જોઈ લો." "થોડો કાપ્યો હોય કે વધારે, પણ કરી છે તો ચોરી જ." "પણ સાહેબ, મારા બળદો આખા દિવસના ભૂખ્યા હતા અને મારા પાસે એક પૈસોયે ન હતો. નહિ તો હું ચોરી ન કરત. આટલી એક વાર જવા દો બાપજી. તમે કહો તો કાલે ખેતરવાળાને ચારાના પૈસા આપી દઇશ."

"વધારે વાતચીત નહિ કર. બોલ આ ખેતર કોનું છે ?"

"કાળા કણબીનું."

"બોલ શો વિચાર છે ? કેદમાં જવું છે કે શું ?"

"જેવી તમારી મરજી."

સીપાઇએ ધાર્યું હતું કે બીજો શીકાર ફસાયો છે, આની પાસેથી પણ કાંઈક પડાવીશ; પરંતુ એ બીચારા પાસે હતું જ શું કે તેને કંઈ આપે ? તે તેને પકડીને થાણા તરફ ચાલ્યો, અને જ્યારે હજી પણ કાંઇ હાથમાં આવતું જણાયું નહિ ત્યારે તેને થાણામાં લઇ ગયો.

થાણાદારને પણ જ્યારે તલમાં કાંઈ તેલ જેવું જણાયું નહિ ત્યારે તેણે તેના ઉપર કેસ માંડી દીધો. તેનો કેસ રાવસાહેબની જ કોર્ટમાં રજુ કરવામાં આવ્યો.

રાવસાહેબે લખમણને ચોરીના અપરાધમાં ફસાયેલો જોયો ત્યારે તેઓએ તેના અપરાધના સંજોગો ધ્યાનમાં લઇને તેના તરફ સહાનુભુતિ બતાવવાને બદલે ઉલટી કઠોરતા બતાવી. પોતાના નિષ્પક્ષપાત (?) ન્યાયનો ઢંઢેરો પીટીને પોતાની કીર્તિ વધારવાની અને પોતાના ઉપર સંદેહ આવતો દુર રાખવાની આ સારી તક છે એમ ન્યાયમૂર્તિ (?) ને લાગ્યું. તેમણે ન્યાય ( ! ) આપ્યો:

"આ મારી અપકીર્તિની વાત છે. તારૂં શું બગડયું? તને તો ફક્ત વરસ-છ મહિનાની સજા થઈ જશે. પણ શરમાવું તો મારે પડે છે. લોકો તો એમ જ કહેતા હશે કે રાવસાહેબના નોકર આવા બદમાશ અને ચોર છે. તું મારો નોકર ન હોત, તો હું તને સાધારણ સજા કરત; પરંતુ તું મારો નોકર છે, એટલે તને સખત સજા કરીશ. હું એ નહિ સાંભળી શકું કે રાવસાહેબે પોતાના નોકર તરફ પક્ષપાત બતાવ્યો. મારૂં કામ તો નિષ્પક્ષપાત ન્યાય આપવાનું છે. પછી સામે દોસ્ત ઉભો હોય કે દુશ્મન પણ મારાથી મારી પવિત્ર ફરજ ન ચુકાય."

આમ કહીને ન્યાયમુર્તિ (!) એ લખમણને છ મહીનાની સખત કેદનો હુકમ સંભળાવી દીધો!

તે જ દિવસે તેમણે પેલા ખૂનના કેસનો પણ ફેંસલો આપી દીધો. તેમણે પેલા શ્રીમંતને નિર્દોષ ઠેરવ્યો!!

COVER PRINTED BY M. VADILAL & CO. BOMBAY 2